

બાપુજીની લડતોમાં, જહેમતોમાં, અખતરા-ઓમાં, અપવાસોની અગ્નિ-પરીક્ષા વચ્ચે પડછાયાની જેમ ઉંમર આખી અને અંત સુધી પતિની પડખે જ રહેનારાં સાવિત્રી જેવાં દૃઢ અને સીતાજી જેવાં સહનશીલ બા.



મહાન પુરુષની પત્ની થવું એ પણ સહેલું નથી. તેમાં કેટકેટલી યે કસોટીઓએ થવું પડે છે. રશિયન લેખક, ચિંતક અને તત્વજ્ઞ લીયો ટોલ્સ્ટોયના પત્ની જીવનનાં સંઘર્ષણને પરિણામે તેમનો ત્યાગ કરી ગયેલાં પણ બા ગમે તેવા સંજોગોમાં સાથે જ રહ્યાં હતાં.

ભારત જનની

# કસ્તુરબા


લેખક:

**દયાશંકર ભ. કવિ.**


પથેરદાબી, રેણુની મા, કુળવતી, દુર્ગેશનંદિની,
સુરમા, જયશ્રી, પતિપત્ની, કૃષ્ણકાંતનું વીલ,
મોક્ષદા, બહેન વગેરેના અનુવાદક



ભારત કોકિલા સરોજિની નાયડુ, ડૉ. સર્વપલ્લી
રાધાકૃષ્ણનની નિવાપાંજલી અને બા અને બાપુના
જીવન પ્રસંગો દર્શાવતી તાદૃશ્ય તસવીરો તથા
બાના સ્વહસ્તાક્ષરો સહિત


પ્રાપ્તિસ્થાન:

**એન. એમ. ઠક્કર ની કું૦**

**બુકસેલર્સ : પબ્લીશર્સ.**

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨.

આવૃત્તિ
પહેલી

વિ. સં. ૨૦૦૦
ઈ. સ. ૧૯૪૪

પ્રકાશક:

ઠક્કર પબ્લીશર્સ : મુંબઈ, ૨.





ચિત્રકારો:

શ્રી. કનુ દેસાઈ

શ્રી. ચાંદવડકર

રૂ. ૧-૮-૦



Published by Nandlal Mohanlal Thakkar for Thakkar Publishers, Princess Street, Bombay, 2. & Printed by Ramdas I. Patel at Rajni Printery, Princcess st. Bombay 2.

"In sorrows not dejected, and in joys
Not overjoyed; dwelling outside the stress,
Of passion, fear, and anger."

સુખ દુઃખમાં સમતા સેવવાની વિરલ શક્તિ તો કોઈકને જ સાંપડી હોય છે. શિર પર આફતોનાં કડાકા ગાજતા હોય, જીવનનો માર્ગ અનેક કંટકોથી કઠિન બન્યો હોય, છતાં ય હસતે વદને સર્વ કંઇ સહી લેવાની શક્તિ તો અનેક પાષાણ-હૃદયો મેળવી શકે છે; પરંતુ દુઃખમાં દુર્બળ બન્યા વગર, સુખમાં સમતુલા સાચવે, જીવનની દ્રઢ સ્થિરતાને સુખી જીવનના સુસવાટાથી ચલાયમાન ન થવા દે, એવાં જીવન તો કો'ક જ હોય છે.

સામાન્ય માનવદશા વટાવીને પર ગયેલાં જીવન-મૂક્ત આત્માઓને જ આ દેવ દુર્લભ સિધ્ધિ સાંપડે છે, અને એવાઓ જ માનવ-સંસારનાં પ્રચંડ ઝંઝાવાતોથી અસ્ત વ્યસ્ત થયા વગર જીવનની ભવ્ય મજલ પૂરી કરી શકે છે.

એવા જીવન-મૂક્ત આત્માઓને જેલ અને મહેલ એક સરખા જ હોય છે. એવાઓ માટે

'Stone walls do not a prison make,
Nor iron bars a cage.'

3

જેલનાં સંકટ પણ જીવન-મૂકત આત્માઓ માટે કુસુમ જેવાં હળવાં બની રહે છે; એટલું જ નહિ પરંતુ જેલની કાળમીંઢ દિવાલો, અને લોખંડી સળિયાઓ એમને માટે, ગમે ત્યારે ઉઘડે છે અને ગમે ત્યારે બંધ થાય છે.

*

બ્રિટિશ સામ્રાજયના 'સોનેરી પીંજર' માં કસ્તુરબાનો દેહ પડયો છે, પરંતુ એમના અંતિમ શ્વાસમાંથી એક અમર ઇતિહાસ-ગાથા રચાઇ છે.

બાના મૂકત અવાજને નજરબંદીમાં ગુંગળાવી રાખવા સામ્રાજયના સુત્રધારોએ આગાખાન મહેલનાં દરવાજા બીડી દીધા પરંતુ એ મૂકત આત્માના અનાહત નાદે ભારતવર્ષને ગાજતો કર્યો છે.

બાના મૌનને વાચા ફૂટી છે કે જેને ગુંગળાવવાને સામ્રાજયની પ્રચંડ સત્તા પણ અસમર્થ દેખાય છે.

આવા એક ભવ્ય જીવનની કિતાબને પ્રસ્તાવના શાની?

સ્વયં તેજરાશીને ઓળખાવવા વળી પ્રસ્તાવનાનો પ્રકાશ શા માટે?

એ ખરૂં છે, છતાંય અંગત જીવનનાં ધન્ય પ્રસંગોનાં કેટલાંક પૂણ્ય સ્મરણો ટપકાવવા માટે જ આ ધૃષ્ટતા મેં આદરી છે. વાચકો એ નભાવી લે એવી વિનંતિ છે.

*

વર્ષો પૂર્વેની એ વાત છે. મહાત્માજી, પૂજ્ય કસ્તુરબા સાથે મારા જન્મ-સ્થળ લીંબડીની મૂલાકાતે પધાર્યા હતા. કોના આમંત્રણથી એ યાદ નથી; પરંતુ લીંબડીના નવજુવાનો માટે એ ધન્ય દિવસ હતો. સૌની સાથે મારો ઉત્સાહ પણ સમાતો ન હતો.

એક વિજયી ચોથો દિગ્વિજય કરીને સ્વદેશ પધારે એવો આનંદ હેલી ત્યારે આખા યે સૌરાષ્ટ્રમાં રેલાઇ રહી હતી.

મહાત્માજી સ્ટેશને ઉતર્યા, અને સરઘસ રૂપે જે માનવ-મેદની લીંબડીના રાજમાર્ગ પર ઉમટી તેમાં હેલે ચઢેલાં મહાસાગરનાં મોજાની માફક, સરઘસ વિસર્જન થયું ત્યાં સુધી હું પણ આનંદ મસ્ત રહ્યો, અને ગાંધી યુગલનાં દર્શન કરીને એ પૂણ્ય દિવસે મેં મારી જાતને ધન્ય માની.

સૌરાષ્ટ્રના એ અટંકી વીરના મહાન જીવનનાં સ્તુતિગાન તો પુષ્કળ સાંભળ્યાં હતા, એટલે અતિશય સાદા પોષાકમાં સજ્જ થયેલાં ગાંધી–દંપતીને નિહાળીને કંઇક કુતૂહલ પણ થયું. પરંતુ બાલ્યવયથી જ પૂજ્ય પિતાજીના ચરણોમાં સ્વદેશી અને ખાદીનો ભવ્ય મહિમા સમજવાનું સદ્‌ભાગ્ય સાંપડયું હતું તેથી લીંબડીના એ મોંઘેરા મહેમાનો માટેનો ઉત્સાહ ઓર વધ્યો.

અને પછી તો લીંબડીના રાજમહાલયમાં અને પ્રજાજનો વચ્ચે એમના વાણી પ્રવાહના શ્રવણનો લાભ મળ્યો ત્યારથી મહાત્માગાંધી અને પૂજ્ય કસ્તુરબા પ્રતિ દિલમાં એક પ્રકારનો પક્ષપાત જાગ્યો છે, અને એમની પ્રત્યેક પ્રવૃત્તિ ભકતની નજરે જોવાની ટેવ પડી ગઇ છે.

અને પછી તો નાનકડી લીંબડીનો માનવસાગર, મુંબઇ અને અમદાવાદ, આઝાદ મેદાન અને સાબરમતિની રેતમાં ધસમસતા પૂર રુપે ગાજયો. અને એ પ્રત્યેક પ્રસંગે કસ્તુરબાએ ભારતના રાષ્ટ્રવીરને પડખે બડભાગી વીરાંગનાનું સ્થાન સદાય શોભાવ્યું.

ચંપારણ્ય અને ખેડામાં ત્રિવિધ બહિષ્કારના જંગમાં અને નીમક સત્યાગ્રહપ્રસંગે, અને એ પછીના ધર્મયુધ્ધોમાં સેનાપતિની ધર્મ–સહચારિણીને શોભાવે એવો ઉત્કટ ત્યાગ કસ્તુરબાએ દાખવ્યો અને જીવન–કસ્તુરીથી સમગ્ર સંસારને ભરી દીધો– મહેકાવી દીધો.

એ પ્રત્યેક પ્રસંગના અનેક સંભારણા આ અલ્પ અંજલીમાં ટપકાવવાનો મેં પ્રયાસ કર્યો છે. પરંતુ કસ્તુરબાનું જીવન એટલું ભવ્ય અને અનુભવ ભરપુર છે, એટલું વૈવિધ્યમય અને વિશાળ છે કે એ જીવનનાં અનેક પ્રસંગો અહીં આલેખવાના રહી ગયા હોય એ બનવા જોગ છે.

અત્રે એક દેખીતી મુશ્કેલીનો ઉલ્લેખ મારે કરવો જોઇએ.

મહાત્માજીનાં જીવનનાં તો અનેક ગ્રંથો ઉપલબ્ધ છે, ગાંધીજીએ પણ 'સત્યના પ્રયોગો'માં પ્રયોગ–વીરનાં જીવનનાં કેટલાંક પાસાં ખુલ્લાં મૂકયાં છે; પરંતુ પૂજ્ય કસ્તુરબાનું આખુંય જીવન એક બંધ કિતાબ જેવું છે; અને એમના જીવન-સંભારણાં મેળવતાં અનેક મુશ્કેલીઓ સાંપડે એ દેખીતી વાત છે. છતાંય એટલું તો સ્પષ્ટ છે કે પૂજય કસ્તુરબા ૭૪ વર્ષનું આખુંય જીવન એક યોધ્ધા તરીકે જીવ્યાં છે.

માતા સીતાજીએ પતિ સાથે ચૌદ વર્ષનો વનવાસ સ્વીકાર્યો, પરંતુ પૂજય કસ્તુરબાએ તો લગ્ન- જીવનના લગભગ બધાંય વર્ષો–૬૦વર્ષ–રણક્ષેત્રનાં કંટકમય જીવનને પતિ–પંથે અપનાવ્યું અને માનવ-સંસારના ઇતિહાસમાં પતિ–ભક્તિનો અભિનવ આદર્શ સ્થાપ્યો.

સાબરમતિ અથવા તો સેગાંવના આશ્રમ–જીવનની શાંતીમાં, પૂજય કસ્તુરબાએ ધાર્યું હોત તો જીવન–સંધ્યાના અંતિમ વર્ષો નિવૃત્તિમય શાંતીમાં વિતાવ્યાં હોત; પરંતુ એ શાંતી એમને ખપતી નહતી.

આખોય દેશ જયાં ઘોર વેદનાનાં સંતાપ અનુભવી રહ્યો હોય ત્યાં જન–સેવકની પત્નીને શાંતિ કયાંથી ખપે? અને પૂજય કસ્તુરબા પોતે પણ રાષ્ટ્ર સંગ્રામના એક યોધ્ધા બન્યા હતાં અને જીવનની આ એક મહામુલી ભેટ માનવજગતને માટે એમણે નિર્માણ કરી છે.

પૂજ્ય કસ્તુરબા જેવાં સહધર્મચારિણી મહાત્માજીને સાંપડ્યા ન હોત તો......?

આ મહત્વનો છતાં ય નિરર્થક પ્રશ્ન છે.

મહાત્મા ગાંધીજી જેવા કર્મવીરના જીવને કર્મયોગ સિવાયનો બીજો કોઈ જ માર્ગ અખત્યાર કર્યો ન હોત તો એ દેખીતી વાત છે.

છતાં ય મહાન તત્વજ્ઞ સોક્રેટીસ, અને જગત–વિજેતા સીકંદર, સીઝર અને નેપોલીઅનના જીવન–રંગ આપણે ઉકેલીએ છીએ ત્યારે જ કસ્તુરબાના ઉન્નત આત્મ–સમર્પણનો આપણને ખ્યાલ આવે છે.

કોઇકે વ્યાજબી જ કહ્યું છે કે 'પૂજ્ય કસ્તુરબાનું જીવન આત્મ–વિલોપનના મહાન કાવ્ય જેવું છે.'

એ કાવ્ય હવે તો વિરમી ગયું છે, પરંતુ એ જીવને ગજવેલો ગુંજારવ હજી સંભળાયા જ કરે છે—અને સદૈવ સંભળાયા જ કરશે.

પૂજ્ય કસ્તુરબાએ સ્વેચ્છાએ સ્વીકારેલો આગાખાન મહેલનો કારાવાસ આજન્મ સંગ્રામ ખેલી ગયેલા જીવનને કેટલું ઉજ્જવળ બનાવે છે?

પૂજ્ય બા જેવા મૂકત જીવન તો સદાય અમર છે. કસ્તુરબા ઘણું જીવો.

મુંબઈ
રંગ પંચમી :
વિ. સં. ૨૦૦૦

દયાશંકર ભ. કવિ.

## આભાર-દર્શન

આ પુસ્તક તૈયાર કરવામાં કેટલાંક સન્મિત્રોનો અમારે ખાસ આભાર માનવો ઘટે છે.

પોતાનું વિશાળ પુસ્તકાલય અમારી આગળ ખુલ્લું મૂકી દઈને જ નહિ, પરંતુ અમારે ઉપયોગી ભિન્ન ભિન્ન માહિતી ક્યાં ક્યાં છૂપાયેલી પડી હશે, તેની ઝીણવટ અને ખંત ભરી ખોજ કરીને અમારી આગળ તૈયાર ભાણું પીરસવાના શ્રી. દશરથલાલ જોશીના પુરૂષાર્થનો કેમ ઉપકાર વાળી શકાય?

પુસ્તકને સુશોભિત કરવામાં શ્રી. કનુ દેસાઈ અને શ્રી. જી. વી ચાંદવડકર ની સહાયતા અને ભારતી સાહિત્ય સંઘની સહાનુભૂતિ પ્રજાબંધુ વિગેરે અખબારોનો સહકાર તેમજ રજની પ્રિન્ટરીએ જે ઝડપથી છાપકામ કરી આપેલ છે તે સર્વ મિત્રોની આત્મિયતા માટે ખૂબજ આભારી છીએ.



લેખક અને પ્રકાશક.



પતિના માર્ગે જ અડગ અને ધીર પગલાં પાડનારાં,
જગતના અજોડ ક્રાંતિકારીનાં સહધર્મચારિણી,
સહકર્મિણી અને સહ અનુસારિણી બા.



બા તો સામ્રાજ્ઞીનું પદ કપાળે લખાવીને જન્મ્યાં હતાં. પણ એ સામ્રાજ્ઞીપદ દુન્યવી નહોતું. ઇશુ ખ્રિસ્તના કાંટાળા રાજમુગટની પેઠે, અથવા તો ભિષ્મ પિતાની બાણશય્યા પેઠે એ સામ્રાજ્ઞીપદ રૂંવેરૂંવે દેહને વિંધનારા કષ્ટોથી કાંટાળું હતું. અપરંપાર કષ્ટ અને દુ:ખ સહનની સીડીએ થઇને સીતાજીની જેમ બા એ પદે ચઢ્યાં હતાં

"આજે અખબારી સમાચારોમાં મોખરાનું સ્થાન ધરાવી રહેલાં રાજકીય અને લશ્કરી નેતાઓના નામો જ્યારે સ્મરણ-પટ પરથી ભુંસાઈ જશે; આજે લાક્ષણિક દેખાતો તેમનો ફાળો જ્યારે ભુલાઈ જશે; ત્યારે માનવ-જાતિના મુક્તિદાતા અને ભવિષ્યના પયગંબર તરીકે ગાંધીજીનું નામ ચિર સ્મરણીય રહેશે.

પૂજ્ય કસ્તુરબા ગાંધીએ તેમની નિઃસ્વાર્થ ભક્તિની અને ગાંધીજીના આદર્શો અને કાર્યો સાથે સંપૂર્ણ રીતે સમરુપ થઈને હિન્દની આઝાદીના ઈતિહાસમાં કાયમનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. સાઠ વરસ સુધી કસ્તુરબા ગાંધીજીના સતત અને અવિરત સાથી રહ્યાં હતા

કસ્તુરબાનું શાંત દુઃખ-સહન અને સમર્પણ, નમ્રતા અને શ્રદ્ધા આપણને હિન્દની મહાન સતીઓમાં અનસૂયા અને અરુંધતિના નામોનું સ્મરણ કરાવે છે. એમની કીર્તિ કદી પ્રસરેલી જણાઈ નથી, છતાં યે એમના નિઃસ્વાર્થ સ્વાર્પણથી સારી યે માનવજાતિને સંસ્કારી બનાવવામાં મોટી સહાય મળી છે."

—: ડૉ. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન.

પરાયા તેજે પ્રકાશતા જીવનના માર્ગ સરળ કે સહેલા નથી. એ માર્ગ પર તો ઠેરઠેર કાંકરા પથરાયેલા છે. કાંટા વેરાયેલા છે અને અહીં તહીં અનેક આફતો અને આપદાઓના અભેદ્ય અંતરાયો ઉભેલા છે. અનેક આપભોગોનું એ પથ પરનું પ્રયાણ છે, અને એથી જ કોઇ વિરલ વ્યકિત એ પંથે પળવાનો પ્રયાસ પણ કરે છે. અને ભાગ્યવશાત્ જેઓ ભગીરથ પ્રયત્ન અને પ્રચંડ આત્મ–બળના પ્રતાપે એ પ્રયાણ પૂર્ણ કરે છે, તેઓ જ જનતા–જનાર્દનનો સાથ મેળવે છે; એના અંતરના ઊંડાણમાં અનોખું સ્થાન સંપાદન કરે છે. એ સ્થાન–પ્રાપ્તિની સિદ્ધિના સાધકને ઘોર તપસ્યામાં તવાવું પડે છે–અનેક અમૂલા આપભોગો આપવા પડે છે.

આ જ એક કપરી કેડી પૂજ્ય કસ્તુરબાએ જોઇ છે અને જાણી છે; અને એથી જ એ પોતાના પૂજ્ય પતિની સંગાથે મહત્તાની ઉચ્ચ કક્ષાએ જઇ પહોંચી શકયા છે.

પતિના પ્રત્યેક શબ્દમાં 'હાજી–હા' ભણવામાં કસ્તુરબાના દરિયાવ દિલે કદી પણ હીનતા ભાળી નથી. પતિના આદર્શોની સિદ્ધિમાં સદૈવ સહાય કરવામાં જ સર્વથા એમણે પોતાની કર્ત્તવ્ય ઇતિ અનુભવી છે. પતિની પ્રત્યેક પ્રવૃ્ત્તિ એમની શોકય બની રહી છતાં ય અજબ મહાનુભાવતા પૂર્વક એ પતિ પરાયણ પત્નીએ એ પ્રવૃત્તિઓને સદાય પ્રેમ પૂર્વક આવકારી છે અને આમ સહ-ધર્મિણી અને સહકર્મિણીના નામ–સંબોધનને સાર્થક કર્યું છે.

માનવ–સ્વભાવ જ એવા પ્રકારનો ઘડાયેલો છે કે એને હંમેશાં પોતાના નિકટનાં સગા–સ્નેહિઓ વચ્ચે જ સુખી જીવન-યાત્રા પુરી કરવાની આંતરિક ઇચ્છા રહયાં કરે છે. પતિ ઘરે રહે, કુટુંબની જવાબદારીઓ સંભાળે અને સંસાર સુખનો લહાવો આપે એથી અધિક ભાગ્યે જ કોઇ સ્ત્રી ઇચ્છે છે. માનવ–સ્વ-ભાવના મૂળમાં જ સ્ત્રીઓની અભિલાષાઓ કુદરતી રીતે જ ઘર આંગણામાં જ મર્યાદિત રહી છે.

પરંતુ ગાંધીજીના ઘરમાં કસ્તુરબાના કૌટુંબીક–જીવનને આ મર્યાદાઓ સ્પર્શી શકી નથી. એમનું ઘર તો અસંખ્ય જાણીતા અને અજાણ્યા માનવીઓનું યાત્રા–ધામ બનતું રહ્યું છે અને એથી ભાગ્યે જ ગાંધીજી સાથે એકાકી જીવન–સુખી જીવન ગાળ-વાની એમને તક મળી શકી છે. આ આર્ય રમણીએ એટલા માટે જ સંતોષ અનુભવ્યો છે કે પોતાના ઐહિક સુખની આહુ-તિમાં પોતે સેંકડો વ્યકિતઓને આશ્રય અને સંતોષ આપવામાં ગાંધીજીને મૂક્ત રાખી શકેલ છે. કસ્તુરબાનો આ આત્મભોગ ગૌરવવંતો છે; કારણ કે પતિદેવની કુદરતી મહત્તા પોતાના સ્વાર્થની ખાતર કૌટુંબિક ખાનગી જીવનના કુંડાળામાં પુરાઇ રહે એવું એમણે કોઇ પણ દિવસ ઇચ્છયું નથી. એમણે તો પોતાના ઘરના બારણાં હંમેશના માટે ખુલ્લાં રાખ્યા અને એથી જ તેઓ–ગાંધીજી

અને કસ્તુરબા એક દેશના નહિ, પરંતુ આંતરરાષ્ટ્રીય મહાન વિભૂતિ થઈ ચૂકયાં છે.



અપૂર્વ આત્મ ભોગની ઝળહળતી તેજ–શિખા સમું જાજરમાન જીવન જીવી જાણનાર જગદંબા કસ્તુરબાનો જન્મ ૧૮૬૯ ના એપ્રીલ માસમાં પુરાણ પ્રસિદ્ધ પોરબંદરમાં–કૃષ્ણસખા સુદામાજીની રાજધાની સુદામાપુરીમાં થયો હતો. કપાસ, કાપડ અને અનાજના મશહૂર વ્યાપારી શ્રી. ગોકળદાસ મકનજી એમના પિતાનું નામ હતું. એમના માતા શ્રીમતી વ્રજકુંવરબા વ્યવહાર કુશળ, ભાવિક અને પતિપરાયણ હતા. માતાપિતાના કસ્તુરબા લાડકવાયા મોટી પુત્રી હતા. શિક્ષણ પ્રચારના પ્રારંભનો એ જમાનો હતો એટલે કસ્તુરબા અક્ષરજ્ઞાનથી વંચિત રહ્યા હતા; છતાં ય એમના ઉછેર માટે એમના ચૂસ્ત ધર્મનિષ્ઠ માતાપિતાએ ઉત્તમ કાળજી સેવી હતી અને એથી જ એમણે ઘરકામની ઉત્તમ તાલીમ મેળવવા ઉપરાંત સંસ્કાર, ધર્મ, વ્યવહાર અને નીતિનું શ્રેષ્ઠ શિક્ષણ સંપાદન કર્યું હતું.



હિન્દના સામાજિક ઇતિહાસનો–કડક જ્ઞાતિ પ્રથા, બાળ–લગ્ન, અને લાજ કાઢવાના નકામા અને જંગલી રિવાજનો એ જમાનો હતો. પારણામાં જ પુત્ર પુત્રીઓના સગપણ થઇ જવામાં જ–વાગ્દાન દેવાઈ જવામાં જ સરસાઈ ગણાવાનો એ સમય હતો.

ત્રણ ત્રણ પેઢીથી પોરબંદરનું પ્રધાન–પદુ કરતા ગાંધી કુટુંબ સાથે કસ્તુરબાના પિતાશ્રીને સારો મેળ હતો, એટલું જ નહિ પણ બન્ને ગાઢ મિત્રો હતા. આ મિત્રતા સગપણના નાતાથી

સુદૃઢ બનાવવાને બન્ને મિત્રો અંતઃકરણથી ઈચ્છતા હતા; અને એ ઇચ્છાની પૂર્તિનો પ્રસંગ પણ એમને તત્કાળ સાંપડ્યો.

ગાંધીજીની એક પછી એક–એમ ત્રણવાર સગાઇ થયેલી. એ ત્રણે સગાઇ ક્યારે થઇ એની એમને કશી યે ખબર ન હતી. બે કન્યાઓ એક પછી એક મરી ગઇ એટલે ગોકળદાસે પોતાની પુત્રી કસ્તુરબાને ગાંધીજી વેરે આપવાનું કબા ગાંધીને કહેણ મોકલ્યું. બન્ને મિત્રો સંમત થયા અને સાત વર્ષની વયના કસ્તુરબાની સગાઈ એમની ઉંમર જેવડા જ મોહનદાસ સાથે થઇ. બાળ અવસ્થામાંથી કિશોર અવસ્થામાં પગલાં માંડતાં જ તેર વર્ષની વયે ગાંધીજી કસ્તુરબા સાથે લગ્ન–ગ્રંથિથી જોડાયા. આ એક મહાન સાહસ હતું અને અપરિપકવ ઉંમરનો યુવક કદી યે ન કરે એવી રીતે ગાંધીજીએ પતિ તરીકેની પોતાની ફરજ ગંભીરતા પૂર્વક ઉઠાવી લીધી. અને સાચા પતિ બનવાના નિરધાર સાથે સંસાર–જીવનમાં યુવાન યુગલે પગલાં માંડયા.



પત્ની પ્રત્યેની વફાદારી એ ગાંધીજીનાં સત્યવ્રતનું એક અંગ હતુ. એ વફાદારીએ એમને ઇર્ષાખોર અને શંકાશીલ સ્વામી બનાવ્યા. 'મારે એક પત્નીવ્રત પાળવું જોઇએ, તો પત્નીએ પણ એક પતિવ્રત પાળવું જ જોઇએ,' આ વિચારથી એ અદેખા ધણી બન્યા. 'પાળવું જોઇએ'માંથી 'પળાવવું જોઇએ' એ વિચાર ઉપર એ આવ્યા. પત્નીની પવિત્રતા વિષે શંકા લાવવાનું કોઇ કારણ નહોતું, પણ અદેખાઇ કારણ જોવા બેસે છે? સ્ત્રી હંમેશાં ક્યાં જાય છે એ જાણવું જ જોઇએ, તેથી રજા વિના ક્યાંયે જવાય જ નહિં એ વસ્તુ એમની વચ્ચે દુઃખદ ઝઘડાનું મૂળ થઈ પડી. પણ કસ્તુરબા ત્યારે જુવાન, જોર અને જોમવાળાં હતા. એ પોતાની ઇચ્છામાં આવે ત્યાં જરૂર

એમને પૂછ્યા વિના જવા લાગ્યા, જેમ દાબ વધુ મુકાવા લાગ્યો તેમ એ વધારે છુટ લેવા લાગ્યા અને તેમ ગાંધીજી વધારે ચીડાવા લાગ્યા.

અને છતાં યે ગાંધી દંપતીના જીવનમાં કશી કટુતા ન હતી. આ સામાન્ય ઝગડાઓમાં—વ્યકિતત્વની અથડામણોમાં સ્નેહના સંઘર્ષણ હતા. અને સામાન્ય રીતે એક બીજાંથી દૂર જતાં દેખાતા પતિ પત્ની આમ પરસ્પરને વધુ ઓળખીને નીકટ આવતા હતા.



મહાત્માજીના ઘર–સંસારમાં મીઠાશ હતી. ગાંધીજીની વક્રતાનું મૂળ પ્રેમમાં હતું. એ પોતાની પત્નીને આદર્શ બનાવવા ઇચ્છતા હતા. એ સ્વચ્છ થાય, સ્વચ્છ રહે, એ શીખે, ભણે અને બન્ને એક બીજામાં ઓતપ્રોત રહે એ એમની ભાવના હતી. વળી પોતાના પ્રત્યેક કાર્યમાં એ ભાગ લે એમ એ ઇચ્છતા હતા. કસ્તુરબા ત્યારે નિરક્ષર હતા. એમને ભણાવવાની ગાંધીજીને ઘણી હોંશ હતી પણ કસ્તુરબાએ એમના એ શિક્ષણ કાર્યને ઉત્સાહભેર અપનાવ્યુ નહિ. વિદુષી ન બન્યા પણ પોતાના વિશ્વવંદ્ય પતિની પ્રવૃત્તિના રહસ્યના પારખ તો એ જરૂર બન્યા હતા.



છતાંય કસ્તુરબા થોડુંક પતિ પાસે, તો થોડુંક શિક્ષક પાસે લખતાં વાંચતા શીખીને મહાત્માજીના વિશાળ મિત્ર મંડળમાં શોભી શકે એવું સરળ ભાષા પ્રભુત્વ તો જમાવી શકયાં હતા. ગુજરાતી અને હિન્દીથી અપરિચિત વિદેશી મહેમાનો સાથે અંગ્રેજીમાં સામાન્ય વાર્તાલાપ કરી શકે એટલું આંગ્લ–ભાષાનું જ્ઞાન પણ નાનપણમાં સાવ નિરક્ષર રહેલાં કસ્તુરબાએ જીવનની

અનેક વિધ પ્રવૃત્તિઓમાં રચ્યાં પચ્યાં રહેવા છતાંય મેળવી લીધું હતું.

મહાત્માજી જ્યારે જોહાનિસબર્ગમાં સોલિસીટર તરીકે ધંધો કરતા હતા, ત્યારે તેમના ત્યાં 'આર્ટિકલ્ડ કલાર્ક' તરીકે મિ. હેન્રી. એસ. એલ. પોલક કામ કરતાં હતા. તેમની સાથે પ્રભુતામાં પગલાં માંડવાને મિલી ગ્રેહામ નામની એક આંગ્લ યુવતી ઇંગ્લાંડથી દક્ષિણ આફ્રિકા આવી. બન્ને લગ્નગ્રંથીથી ગુંથાયા અને મહાત્માજીના ઘરમાંજ રહેવા લાગ્યા.

પરિણીત જીવનના પહેલાં જ દિવસે ગાંધીજી અને મિ. પોલક ઓફીસે ગયા અને ઘરમાં કસ્તુરબા અને મિલી એકલા રહ્યા. બંનેએ વાતચિત કરવાનો યત્ન કર્યો. આ યત્ન જ બાનો અંગ્રેજી ભાષા સમજવાનો અને એ દ્વારા પોતાના વિચારો વ્યકત કરવાનો પ્રથમ પ્રયાસ હતો. અને થોડા વખતમાં જ બાનું અંગ્રેજી ઘડાયું અને પછી તેમની સાથે જરા છૂટ થતાં જ બા થોડાંક યુરોપિયન મિત્રોને મળવા તેમની મિલી સાથે જવા લાગ્યાં અને ત્યાં વાતચિતમાં ભાગ લેવા લાગ્યાં.



અઢાર વર્ષની ઉમરે ગાંધીજીને પોતાની પત્ની અને એક નાના બાળકને ઘરે મૂકીને વિલાયત કાયદાનો અભ્યાસ કરવા મોકલવામાં આવ્યા ત્યારે એ યુવાન દંપતીને લાંબા વિયોગનો સમય આવ્યો. એ સમયના રૂઢિચૂસ્ત ઘરમાં કસ્તુરબાનું જીવન કલ્પવું મુશ્કેલ નથી. હવે એ ઘર એમના માટે અપરિચિત રહ્યું ન હતું. એ કાયદેસરનું પોતાનું જ ઘર હતું એટલે સાસુ અને સારા યે શ્વસુરગૃહની સેવામાં રચ્યા પચ્યા રહીને પતિના પુનરાગમનની રાહ જોવી એ એમના માટે કંટાળા ભર્યું ન હતું. પતિ પરદેશથી પાછા ફર્યા એ પહેલાં જ સાસુનો સ્વર્ગવાસ થઇ જવાથી એમના

પર બમણી જવાબદારી આવી પડી. સાસુ એમનો મોટો ટેકો હતો, એટલે એ ટળી જતાં ઘરમાં એકલવાયું લાગ્યું.



વિલાયત જવા છતાં ય ગાંધીજી અદેખા ધણી મટી શકયા ન હતા. લાંબા ગાળે ઘરે આવ્યા પછી યે દરેક વાતમાં એમની ખાંખદ અને એમનો વહેમ જારી રહ્યાં. જીવનની ઘણી ખરી મીઠાશ ચાલી ગઈ. પત્નીને અક્ષર–જ્ઞાન હોવું જ જોઇએ એ એમની નિશ્ચિંતતા અને શિખવવાની એમની અશકિત એમની અધીરાઇમાંથી જન્મી હતી. પણ એમનાથી એ ન બની શકયું. પોતાની એ ઊણપનો રોષ એમને એક સમય એવો તો આવ્યો કે એમણે એમને પિયર જ મોકલી દીધા અને અત્યંત કષ્ટ આપ્યા પછી જ ફરી સાથે રહેવા દેવાનું કબુલ કર્યું હતું. આમ છતાં ય બન્નેના પ્રેમ અને ભકિત ચલાયમાન થયા ન હતા.



દક્ષિણ આફ્રિકાની બીજી સફરમાં ગાંધીજી પોતાના પત્ની અને બાળકોને સાથે લઇ ગયા. કસ્તુરબાએ દરિયાની પહેલી મુસાફરી કરી. એ સમયે ગાંધીજી સુધરેલા ગણાવાને સારૂ બાહ્યાચાર બને ત્યાં સુધી યુરોપીયનને મળતો હોવો જોઇએ અને એમ કરવાથી જ પો પડે, પો પડયા વિના દેશસેવા ન થાય એમ માનતા હતા. તેથી પત્નીનો અને બાળકોનો પોશાક એમણે જ પસંદ કર્યો. 'બાળકો વિગેરેને કાઠિયાવાડનાં વાણિયા તરીકે ઓળખાવવા તે કેમ સારૂં લાગે?' પારસી વધારેમાં વધારે સુધરેલા ગણાય એટલે જ્યાં યુરોપીઅન પોશાકનું અનુકરણ અઠીક જ લાગ્યું ત્યાં પારસીનું કર્યું. પત્નીને સારૂ સાડીઓ પારસી બહેનો પહેરે છે તેવી લીધી: બાળકોને સારૂ પારસી કોટ–પાટલુન લીધા. બધાને બૂટ–મોજાં તો જોઇએ જ. પત્નીને

તેમજ બાળકોને બન્ને વસ્તુ ઘણા મહિનાઓ સુધી ન ગમી. જોડા કડે, મોજા ગંધાય, પગ પુગાયઃ આ અડચણોના જવાબ એમની પાસે તૈયાર હતા. જવાબની યોગ્યતા કરતાં હુકમનું બળ વધારે હતું એટલે લાચારીથી કસ્તુરબાએ તેમજ બાળકોએ પોશાકના ફેરફાર સ્વીકાર્યા. છરીકાંટાથી જમવાનું પણ ઓછું અગવડતા ભર્યું ન હતું. છતાં ય પોતાના પતિની ઇચ્છાનુસાર એમને એમ કરવું જ પડ્યું.



આમ યુવાન કસ્તુરબા સાચી આર્ય લલનાને છાજે એ રીતે પતિના જીવન–રાહને સાનુકુળ થવામાં પોતાનું પરમ કર્ત્તવ્ય માનતાં હતાં.

કુટુંબ–ભારનો સંપૂર્ણ બોજો વહન કરવા છતાંય બાહ્ય જીવનમાં ગાંધીજીની જ ઇચ્છાને કસ્તુરબા આધીન રહેતાં, એટલું જ નહિ પણ ગાંધીજીના માનસિક જીવન–બોજને સદાય હળવો કરવા માટે પતિ પરાયણ પત્ની નિશદિન કાળજી રાખતાં હતાં.



જે પળે ગાંધીજીને આત્મદર્શન થયુ, એ પળે જ કસ્તુરબા એમને હંમેશના માટે ગુમાવી બેઠા. આનો એ અર્થ નથી કે ગાંધીજીનો પ્રેમનો ઝરો સુકાઇ ગયો હતો. પણ એથી ઉલ્ટું પોતાના દેશ બન્ધુઓ માટે એમના હૃદયમાં એ પ્રેમનો ઝરો વિસ્તરીને ધોધબંધ વહેવા લાગ્યો હતો. એક સંકૂચિત કૂવાએ દરિયાનું રૂપ ધારણ કર્યું હતું. આમ છતાં ય કસ્તુરબાએ તો એમને ગુમાવ્યા જ હતા; કારણ કે એ હવે એમના પતિ–મોહનદાસ ગાંધી રહ્યા ન હતા; પણ એ તો ગાંધીજી–પોતાના માણસોના પ્યારા મહાત્માજી અને ટુંકમાં કહીએ તો સારા યે રાષ્ટ્રના પ્રાણ બન્યા હતા.

કોઈએ સાચું જ કહ્યું છે કે મશહૂર માણસ સાથે પરણવું એ તાજમહાલ સાથે પરણવા બરોબર છે. આ કથનમાં તથ્ય ભલે ન હોય પણ સત્ય તો ભાગેભાર રહેલું છે અને કસ્તુરબાને એ કટુતા સાલી હશે એ પણ નિશ્ચિંત લાગે છે. પોતાના પતિનું જીવન પોતાના દેશબન્ધુઓની આજીજીથી જ નહિ, પરંતુ પ્રસિદ્ધિના પ્રકાશથી જ ક્ષુબ્ધ થતાં, એને સાનુકુળ થતાં કસ્તુરબાને ભગીરથ યત્નો કરવા પડ્યા હશે એ પણ નિર્વિવાદ છે. એ જે જે કહેતા હતા કે કરતા હતા, એ સર્વ જાહેર મિલ્કત હતી—પોતાનો કે પોતાના બાળકોનો એ પર જરા પણ હક્ક ન હતો. એમની યશ-કલગીમાં એ આનંદતા હતા, પણ પોતાના ઐહિક સુખની આહુતીઓ પર એકાંતમાં અનેક અશ્રુઓ એમણે સાર્યાં હશે. યુવાવસ્થાના અદેખા ધણીને પાછા પોતાના કરવાને એ ઉંમરે એમણે કદીયે ઇચ્છ્યું હતું?

અથવા તો કેવળ છુપા આંસુઓ સારવીને પોતાના પતિ અને રાજનીતિજ્ઞ પુરુષ બનેલા શાંત મૂર્તિ નેતાનો આશ્રય મેળવવાનો સંતોષ અનુભવ્યો હતો? કદાચ એમણે એમ ધારી લીધુ હશે કે પોતાના ખાનગી જીવનમાં જગત ગમે એટલું માથું મારે તોય પોતે એમના પત્ની છે, એ સત્યને કોઇ અન્યથા કરી શકે એમ નથી.



ગાંધીજીએ સગાં અને પરાયાં, દેશી અને પરદેશી, ગોરાં અને કાળાં હિન્દુ અને મુસલમાન અથવા ખ્રિસ્તી, પારસી કે યાહુદી વચ્ચે ભેદ નથી જાણ્યો. એમનું હૃદય એવા ભેદને ઓળખી જ નથી શકયું. અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહાદિ યમોને કેળવવાનો પ્રયત્ન કરતાં તેમ એવો અભેદ કેળવવાનો એમણે ખાસ પ્રયત્ન કર્યો નથી.

ગાંધીજી ડરબનમાં વકીલાત કરતા હતા, ત્યારે ઘણીવાર એમના મહેતાઓ એમની સાથે જ રહેતા. તેમાં હિન્દુ અને ખ્રિસ્તી હતા; અથવા પ્રાંતવાર કહીએ તો ગુજરાતી અને મદ્રાસી હતા. તેમને એ કુટુંબીજન ગણતા અને જો એમ કરતાં પત્ની તરફથી તેમાં કંઇ વિઘ્ન આવે તો તેની જોડે લડતા.

એક મહેતો ખ્રિસ્તી હતો. તેના માત પિતા પંચમજાતિના હતા. ઘરની બાંધણી પશ્ચિમ ઘાટની હતી. તેમાં કોટડીઓમાં ખાળ હોતા નથી હોવા પણ ન જોઇએ એમ એ માનતા હતા. તેથી દરેક કોટડીમાં ખાળ–મોરીને બદલે પેશાબને સારૂં ખાસ વાસણ રાખવામાં આવતું. તે ઉપાડવાનું કામ નોકરનું ન હોતુ, પણ પોતાના માટે અલાયદું રાખ્યું હતુ. મહેતાઓ જે પોતાના ઘરના જેવા માનતા થઇ જતાં તે તો પોતાનું વાસણ ઉપાડતા હતા. પણ પંચમ કુળમાં જન્મેલ મહેતો નવો હતો. તેમનું વાસણ પોતાને જ ઉપાડવું જોઇએ એમ ગાંધીજીનો આગ્રહ હતો. બીજાંના વાસણ તો કસ્તુરબા ઉપાડતા હતા પણ આ પંચમ જાતિના મહેતાનું વાસણ ઉપાડવાનું ગાંધીજીએ કહેતા તેમને મન હદ આવી ગઇ. ગાંધીજી અને કસ્તુરબા વચ્ચે કલેશ થયો. ગાંધીજી પોતે ઉપાડે એ કસ્તુરબાને ન પાલવે તેમ તેમને પોતાને ઉપાડવું પણ ભારે થઇ પડ્યું. આંખમાંથી મોતીનાં બિન્દુ ટપકાવતા, હાથમાં વાસણ ઝાલતા અને ગાંધીજીને પોતાની લાલ આંખોથી ઠપકો આપતા કસ્તુરબાને જોતાં ગાંધીજી એ અસંતોષ અનુભવી ઉંચા સાદે બે બોલ કહ્યાં.

"આ કંકાસ મારા ઘરમાં નહિં ચાલે." ગાંધીજી બબડી ઉઠયાં

આ વચન તીરની જેમ કસ્તુરબાને ખૂંચ્યું.

"ત્યારે તમારૂં ઘર તમારી પાસે રાખો હું ચાલી."

કસ્તુરબા જાગી ઉઠયાં.

ગાંધીજીએ એમનો હાથ ઝાલ્યો અને સીડીની સામે જ બહાર નિકળવાનો દરવાજો હતો ત્યાં લગી એમને ખેંચી ગયા. દરવાજો અડધો ઉઘાડયો.

કસ્તુરબાની આંખમાંથી ગંગા જમના વહી રહ્યાં હતાં.

"તમને તો લાજ નથી. મને છે. જરા તો શરમાઓ. હું બહાર નિકળીને કયાં જવાની હતી? અહીં માબાપ નથી કે ત્યાં જાઉં. હું બાયડી થઇ એટલે મારે તમારા ધુંબા ખાવા જ રહ્યા. હવે લજવાઓ ને બારણું બંધ કરો. કોઇ જોશે તો એમાંથી એકે નહિ શોભીએ."

કસ્તુરબાની પોતાની અદભૂત સહન શકિતએ આખરે જીત મેળવી.



આ પ્રસંગ તો ગાંધીજીના વીત્યા યુગનો છે. એ પછી તો એ જાણે કસાયેલા મિત્રો બન્યા. એક બીજા પ્રત્યે નિર્વિકાર બન્યા અને એક બીજાએ માંદગીમાં પરસ્પરની અશ્રુત સેવા સુશ્રુષા કરી આદર્શ આર્યદંપતીનું ઉત્તમ ઉદાહરણ એમણે જગતને ધર્યું છે.



આમ છતાંય કસ્તુરબાનું જીવન ગાંધીજીના સતત સંપર્કમાં રહેવા છતાંય ગુંચવણ ભર્યું છે. ગાંધીજીના ઘણા કાર્યો અને આદેશો એમને અકળ–અજ્ઞેય જણાયા છે.

૧૯૦૧ ની સાલમાં ગાંધીજી દક્ષિણ આફ્રિકાની લડતમાં સફળતા મેળવી હિન્દ પાછા ફર્યા ત્યારે નાતાલના હિન્દીઓએ પોતાના પ્રશ્નને સફળતા પૂર્વક ઉપાડી લેવા માટે એમને પ્રેમા-મૃતથી નવડાવી મૂકયા. તેમણે ઠેક ઠેકાણે માનપત્રો આપવાની

સભાઓ ભરી અને કીંમતી ભેટો મોકલી. ભેટોમાં સોના ચાંદીની વસ્તુઓ તો હતી જ પણ તેમાં હીરાની વસ્તુઓ પણ હતી. વળી આ ભેટોમાં એક પચાસ ગીનીનો હાર કસ્તુરબાને સારુ હતો. ગાંધીજી બાવરા બની ગયા, કારણ કે 'આ બધી વસ્તુઓનો સ્વીકાર કરવાનો મને શો અધિકાર છે? એનો સ્વીકાર કરૂં તો કોમની સેવા હું પૈસા લઇને નહોતો કરતો એમ મારા મનને કેમ મનાવું? એને મળેલી વસ્તુ પણ મારી સેવાને અંગે હતી. એટલે તેને નોખી તારવી ન શકાય' વિગેરે વિચાર પરંપરા એમના મગજમાં સતત ચાલી રહી હતી, પરંતુ કસ્તુરબા જુવાન હતા અને સ્વાભાવિક રીતે જ એમને ઘરેણાં ગાંઠા અને દાગીનાં ઝવેરાતનો મોહ હતો; એટલે એમણે રડીને કંઇક રાખવાને બીજું—નહિં તો હીરાનો હાર રાખવાને આગ્રહ કર્યો.

ધર્મ પત્નીને સમજાવવાનું મુશ્કેલ પડશે પણ બાળકો ને સમજાવવામાં મુદ્દલ મુશ્કેલી નહિ આવે એવી એમને ખાતરી હતી. બાળકોને પોતાના વકીલ નિમવાનો ગાંધીજીએ વિચાર કર્યો.

બાળકો તો તુરત સમજ્યા.

"અમારે એ દાગીનાઓનું કામ નથી. આપણે તે બધું પાછુંજ આપવું. ને કદાચ આપણને એવી વસ્તુ જોઇતી હશે તો આપણે પોતે કયાં નથી લઇ શકતા?"

બાપુજી બાળકોના આમ કહેવાથી રાજી થયાં.

"ત્યારે બાને તમે સમજાવશોને?" ગાંધીજીએ બાળકોને પૂછ્યું.

"જરૂર, જરૂર. એ અમારૂં કામ. એને કયાં એ દાગીના પહેરવા છે? એ તો અમારે સારૂ રાખવા ઇચ્છે, અમારે એ ન જોઇએ, પછી એ શાની હઠ કરે?"

પણ ગાંધીજીનું કામ ધાર્યા કરતાં વસમું નીવડ્યું.

"તમારે ભલે ખપ ન હોય, તમારા છોકરાંઓને ભલે ખપ ન હોય. બાળકોને જેમ ચડાવો તેમ ચડે. ભલે મને પહેરવા ન દો. પણ મારી વહુઓનું શું? એમને તો ખપ આવશે? અને કોણ જાણે છે કે કાલે શું થશે? એટલા હેતથી આપેલી વસ્તુઓ પાછી ન દેવાય."

આમ બાની વાગ્ધારા ચાલી અને તેની સાથે અશ્રુધારા મળી. બાળકો મક્કમ રહ્યા. અને ગાંધીજી પણ અડગ રહ્યાં.

"છોકરાંઓ પરણે તો ખરા." ગાંધીજીએ કસ્તુરબાને સમજાવવા માંડયા. "આપણે કયાં બાળ વયે પરણાવવા છે? મોટા થાય ત્યારે તે પોતે જ ભલે કરવું હોય તે કરે અને આપણે કયાં ઘરેણાંની શોખીન વહુઓ ગોતવી છે? છતાં કંઇ કરાવવું જ પડે તો હું કયાં નથી બેઠો?"

"જાણ્યા તમને." ગાંધીજીની દલીલનો કસ્તુરબાએ ગુસ્સા ભર્યો જવાબ આપ્યો. "મારા ઘરેણાં પણ લઇ લીધાં એ જ તમે ના! મને સુખે નથી પહેરવા દીધું, એ તમે મારી વહુઓને સારું શું લેવાના હતા? છોકરાંઓને આજથી વેરાગી બનાવી રહ્યા છો! એ દાગીના નહિ પાછા અપાય. અને મારા હાર ઉપર તમારો શો હક?"

"પણ એ હાર તારી સેવાને ખાતર કે મારી સેવાને ખાતર મળ્યો!" ગાંધીજીએ પૂછ્યું.

"ભલેને. તમારી સેવા એટલે મારી પણ થઇ. મારી પાસે રાત દહાડો મજુરી કરાવી એ સેવામાં નહિ ગણાતું હોય? રડાવીને પણ જેને તેને ઘરમાં રાખ્યાં અને ચાકરીઓ કરાવી તેનું શું?"

આ બધાં બાણ અણિયાળા હતા છતાંય એ કીંમતી ભેટોનું ટ્રસ્ટ ફંડ બન્યું. આ ટ્રસ્ટ ફંડમાંથી ગાંધીજીએ રાષ્ટ્રીય કાર્યો માટે અવાર નવાર ઉપાડ કર્યો છે.



હરાયું ઢોર વસ્તીમાં હડધુત થયાં કરે એવી ભૂંડી દશા દક્ષિણ આફ્રિકામાં હિન્દીની હતી; અને હજી પણ કેટલેક અંશે છે. ગોરી પ્રજાની હિન્દીઓ પ્રત્યેની અભિમાન યુકત ઉચ્છૃંખલ વૃત્તિથી અને ગિરમીટ પધ્ધતિથી ઉદ્દભવેલા રંગદ્વેષે હિન્દી વિરોધી વિવિધ કાયદાઓ ઘડ્યાં અને હિન્દીઓનું હર પગલે હળાહળ અપમાન થવા માંડ્યું.

કોઇપણ હિન્દી ગમે તેવો કેળવાયેલો હોવા છતાંય ટ્રાન્સવાલમાં દાખલ થઇ શકે નહિ એવા ટ્રાન્સવાલના ઇમિગ્રેશન કાયદાને આધારે બહારનો કોઇપણ હિન્દી ટ્રાન્સવાલમાં દાખલ થઇ શકે નહિ. આ કાયદો રંગભેદથી ભરેલો હોઇ ભારે અપમાન કર્તા હતો. હિન્દીઓના દીલ એથી ઉકળી ઊઠ્યાં. ગાંધીજીએ એમની આગેવાની લીધી. સત્યાગ્રહ કરીને પકડાવાની સ્પર્ધા શરૂ થઇ અને જોતજોતામાં સેંકડો જણા જેલમાં જઇ બેઠા.

૧૯૦૮ ના સપ્ટેમ્બરને ૭ મી તારીખે વોલક્રસ્ટમાં ગાંધીજીને આ સત્યાગ્રહને અંગે બીજી વાર પકડવામાં આવ્યા અને અઠવાડિયા પછી તેમનો કેસ ચલાવી ત્યાંના માજીસ્ટ્રેટે બે માસની સજા કરી.

બરોબર આ વખતે જ પુજ્ય કસ્તુરબા ફિનિકસમાં ખૂબ બીમાર હતા. ગાંધીજીના 'ઇન્ડીયન ઓપીનીયન' નામના વર્તમાન પત્રના વ્યવસ્થાપક મિ. આલ્બર્ટ વેસ્ટ હતા અને ત્યારે ફિનિકસમાં આશ્રમમાં જ રહેતા હતા. તેમણે ગાંધીજીને કસ્તુરબાની ભયંકર બીમારીનો તાર કર્યો. જેલરે ગાંધીજીને દંડ આપીને જેલમૂકત થવાની સલાહ આપી; પણ ગાંધીજી આ અન્યાયની સામે સર્વસ્વ અર્પણ કરવાને તત્પર હતા. જેલરની સલાહ ઉપકાર સાથે અસ્વીકારવામાં આવી અને ગાંધીજીએ કસ્તુરબા પર નીચેનો કાગળ લખ્યો:—

"તારી તબિયતનો તાર મિ. વેસ્ટે આજે મોકલ્યો છે. મારૂં

હૈયું કોતરાય છે. હું રહું છું. પણ તારી ચાકરી કરવા આવું એવી સ્થિતિ નથી. સત્યાગ્રહની લડતમાં મેં બધું અર્પણ કર્યું છે. મારાથી ત્યાં અવાય જ નહિ. દંડ તો ન જ અપાય. તું જરા હિંમત રાખે, રીતસર ખાય, તો સારું થઈ રહેશે. છતાં મારે નસીબેથી તું જશે જ એમ હશે તો હું તને એટલું જ લખું છું કે, તું વિયોગમાં પણ મારી હયાતીમાં જ ચાલી જાય તેમાં ખોટું નથી. મારૂં હેત તારી ઉપર એટલું છે કે તું મૂએલી છતાં મારે મન જીવશે.

તારો આત્મા તો અમર છે. હું તને ખાતરીથી કહું છું કે, જો તારે જવું જ થશે તો હું તારી પાછળ બીજી સ્ત્રી કરવાનો નથી. મેં તને કેટલીકવાર કહ્યું પણ છે. તું ઇશ્વર ઉપર આસ્થા રાખી જીવ તજજે. તું મરીશ તો તે પણ સત્યાગ્રહને જોગ છે. મારી લડત તે માત્ર રાજદ્વારી નથી. તે લડત ધાર્મિક છે. એટલે અતિ ચોખ્ખી છે. તેમાં મરવું તો યે શું અને જીવવું તો યે શું? તું પણ એમ જ જાણી જરા યે ઓછું નહિ લાવે એવી મારી ઉમેદ છે. એવું તારી પાસેથી માગી લઉં છું."



દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહના દુદુંભી વાગી રહ્યાં હતા. સત્યનો ધ્વજ સર્વોચ્ચ રાખવાની સ્પર્ધા હિન્દીઓના હૈડામાં થનગની રહી હતી. કસ્તુરબા સૌના માતા બન્યા હતા. આ કટોકટીની વેળાએ જ બા બીમાર પડયાં, રકતસ્રાવ—લોહીવાના જીવલેણ દર્દથી પીડાતા હતા. ગાંધીજીના એક ડાકટર મિત્રે શસ્ત્રક્રિયા કરવાની ભલામણ કરી. કેટલીક આનાકાની પછી બાએ શસ્ત્રક્રિયા કરાવવા હા પાડી.

શરીર તદ્દન ક્ષીણ થઈ ગયું હોવા છતાં કલોરોફોર્મ વગર

ડાકટરે શસ્ત્રક્રિયા કરી. ક્રિયા વખતે દરદ ખૂબ થતું હતું, પણ જે ધીરજથી કસ્તુરબાએ તે સહન કર્યું તેથી ગાંધીજી પણ આશ્ચર્ય ચકિત થયા. શસ્ત્રક્રિયા નિર્વિઘ્ને પૂરી થઇ– ડાકટરે અને તેમના પત્નીએ બાની સરસ બરદાસ કરી. ડાકટરે રજા આપવાથી ગાંધીજી જોહાનિસબર્ગ ગયા.

સરસ સારવાર છતાંય બાનું શરીર મુદલ વળતું નહોતું એટલુંજ નહિ પણ પથારીએથી ઊઠી બેસી પણ શકાતું નહોતુ. એક વાર તો બા બેહોશ પણ થઇ ગયા, ડાકટર જાણતા હતા કે ગાંધીજીને પૂછ્યા વિના બાને દારૂ અથવા માંસ દવામાં કે ખાવામાં ન અપાય.

" તમારા પત્નીને હું માંસનો સેરવો આપવાની જરૂર જોઉં છું. મને રજા મળવી જોઇએ. " ડાકટરે ગાંધીજીને જોહાનિસબર્ગ ટેલીફોન કર્યો.

' મારાથી એ રજા નહિ અપાય, પણ કસ્તુરબાઇ સ્વતંત્ર છે. તેને પૂછવા જેવી સ્થિતિ હોય તો પૂછો, ને તે લેવા માગે તો બેલાશક આપો. " ગાંધીજીએ ડાકટરને ટેલીફોન દ્વારા જ પ્રત્યુત્તર આપ્યો.

" દરદીને આવી બાબતો પૂછવાની હું ના પાડું છું. તમારે પોતે અહીં આવવાની જરૂર છે. જો મને ગમે તે ખવડાવવાની છૂટ ન આપો તો તમારી સ્ત્રીને માટે હું જોખમદાર નથી. "

ગાંધીજી તાબડતોબ ડરબન આવ્યા.

"મેં તો સેરવો પાઇને તમને ટેલીફોન કર્યો હતો." ડાકટરે ગાંધીજીને મળતાં જ સમાચાર આપ્યા.

"ડાકટર, આને હું દગો માનું છું."

"દવા કરતી વખતે દગો બગો હું સમતો જ નથી. અમે

ડાકટરો આવે સમયે દરદીને કે તેના સંબંધીઓને છેતરવામાં પૂણ્ય માનીએ છીએ. અમારો ધર્મ તો ગમે તેમ કરીને દરદીને બચાવવાનો છે." ડોકટરે દ્રઢતાપૂર્વક જવાબ આપ્યો.

ગાંધીજીના દુઃખનો પાર ન રહેવા છતાં ય શાંત રહ્યા. ડાકટર મિત્ર હતા, પણ ઉપલી વર્તણુક સહન કરવાને તેઓ તૈયાર ન હતા.

"ડાકટર, હવે ચોખવટ કરો. શું કરવા માગો છો?" ગાંધીજીએ ડાકટરને કહ્યું. "મારી પત્નીને હું કદી તેની ઇચ્છા વિના માંસ દેવા નહિ દઉં. તે ન લેતાં તેનું મૃત્યુ થવાનું હોય તો તે સહન કરવા તૈયાર છું"

"તમારી ફિલસૂફી મારે ઘેર તો નહિ જ ચાલે." ડાકટરે પોતાના મતને મક્કમ રહી કહ્યું. "હું તમને કહું છું કે તમારી પત્નીને મારે ઘેર રહેવા દેશો ત્યાં લગી હું તેને જરૂર માંસ અથવા જે કાંઈ આપવું ઘટશે તે આપીશ. જો એમ ન કરવું હોય તો તમે તમારી પત્નીને લઇ જાઓ. મારા જ ઘરમાં હાથે કરીને હું તેનું મરણ થવા નહિ દઉં."

"ત્યારે શું તમે એમ કહો છો કે મારે મારી પત્નીને હમણાં જ લઇ જવી?"

"હું કયાં કહું છું લઇ જાઓ? હું તો કહું છું કે મારા ઉપર કશા પ્રકારનો અંકુશ ન મૂકો. તો અમે બન્ને તેની જેટલી થઇ શકે એટલી બરદાસ કરીશું ને તમે સુખેથી જાઓ. જો આવી સીધી વાત તમે ન સમજી શકો તો મારે લાચારીથી કહેવું જોઇએ કે તમારી પત્નીને મારા ઘરમાંથી લઇ જાઓ."

ડાકટરના આવા ઉત્તરથી ગાંધીજી ગભરાયા નહિ. એમને એમની સાથે આવેલા એક દિકરાએ હિંમત આપી અને કહ્યું:–

"તમે કહો છો એ મને કબૂલ છે. બાને માંસ તો ન જ અપાય."

ગાંધીજી કસ્તુરબા પાસે ગયા. અશક્ત દર્દીને પૂછતાં દુઃખ અનુભવ્યું, છતાંય તેમણે ઉપરની વાત બાને કહી સંભળાવી.

"મારે માંસનો સેરવો નથી લેવો. મનખા દેહ વારેવારે નથી આવતો. ભલે તમારા ખોળામાં હું મરી જાઉં. પણ મારાથી આ દેહ વટલાવાશે નહિ."

ગાંધીજીએ બાને સમજાવાય તેટલું સમજાવ્યું ને કહ્યું કે "તું મારા વિચારોને અનુસરવા બંધાયેલી નથી." પોતાની જાણના કેટલાક હિન્દુઓ દવાને અર્થે માંસ અને મદ્ય લેતા તે પણ ગાંધીજીએ બાને કહી સંભળાવ્યું. પણ બા એક ટળી બે ન થયા. બા એ પોતાનો આખરી બોલ કહી સંભળાવ્યો:—

"મને અહીંથી લઇ જાઓ."

બાના ઉત્તરથી ગાંધીજી રાજી તો થયા પણ લઇ જતાં ગભરાયા. પણ નિશ્ચય કરી લીધો. ડાકટરને બાનો નિશ્ચય કહી સંભળાવ્યો.

"તમે તો ઘાતકી પતિ દેખાઓ છો. આવી માંદગીમાં તેને બીચારીને આવી વાત કરતાં તમને શરમ પણ ન થઇ?" ડાકટર ગુસ્સે થઇને બોલ્યા. "હું તમને કહું છું કે તમારી સ્ત્રી અહીંથી લઇ જવા લાયક નથી. જરા પણ હડદોલો સહન કરે તેવું તેનું શરીર નથી. તેનો પ્રાણ રસ્તામાં જ જાય તો મને આશ્ચર્ય નહિ થાય. છતાં તમે હઠથી નહિ જ માનો તો તમે તમારા મુખી છો. મારાથી તેને સેરવો ન અપાય તો મારા ઘરમાં એક રાત રાખવાનું પણ જોખમ હું નહિ લઉં."

ઝરમર ઝરમર મેહ વરસતો હતો. સ્ટેશન દૂર હતું. ડરબન

થી ફિનિકસ રેલ રસ્તો ને ફિનિકસથી લગભગ અઢી માઇલનો પગ રસ્તો હતો. જોખમ સારી પેઠે હતું. પણ ઇશ્વર સહાય થશે એમ માનીને આ ભયંકર સ્થિતિમાં બાને લઇને ગાંધીજી ચાલતા થયા.

બાને હિંમત આપવા પણું નહોતું, ઉલટું તેમણે ગાંધીજીને હિંમત આપીને કહ્યું:—

"મને કંઇ નહિ થાય. તમે ચિંતા ન કરજો."

એ હાડપિંજરમાં વજન તો રહ્યું જ નહોતું. ખોરાક કંઇ ખવાતો ન હોતો.

ટ્રેઇન આવી. ટ્રેનના ડબ્બા સુધી પહોચતાં સ્ટેશનના વિ-શાળ પ્લેટફોર્મ ઉપર લાંબે સુધી ચાલીને જવાનું હતું. ગાંધીજી બાને તેડીને ડબ્બા લગી લઇ ગયા.



ફિનિકસમાં પહોંચ્યા પછી બેત્રણ દહાડામાં એક સ્વામી પધાર્યા. તેમણે ગાંધીજીની 'હઠ' ની વાત સાંભળી દયા ખાધી, તેઓ ગાંધીજી તથા કસ્તુરબાને સમજાવવા આવ્યા હતા. સ્વામીજીએ માંસાહારની નિર્દોષતા ઉપર વ્યાખ્યાન ચલાવ્યું. મનુસ્મૃતિના શ્લોકો ટાંકયા. પણ એમની બધી યે મ્હેનત ફોગટ ગઇ. ગાંધીજી-ના અન્નાહાર વિષેના વિચારો સ્વતંત્રપણે ઘડાઇ ચૂકયા હતા. બાની શ્રધ્ધા કામ કરી રહી હતી. બાનો તો બાપદાદાનો રુઢી ધર્મ હતો. અંતે કસ્તુરબાએ આ સંવાદ આમ કહી બંધ કર્યો:—

"સ્વામીજી, તમે ગમે તેમ કહો પણ મારે માંસનો સેરવો ખાઇને સાજા નથી થવું. હવે તમે મારું માથું ન દુ:ખવો તો તમારો પાડ. બાકી વાતો તમે છોકરાઓના બાપની સાથે પા-છળથી કરવી હોય તે કરજો. મેં મારો નિશ્ચય તમને જણાવી દીધો"

કસ્તુરબાના અંતરના ઊંડાણમાં રટાઈ રહેલી અહિંસા અને ધર્મની ભાવનાને આ પ્રસંગ અચ્છી રીતે વ્યક્ત કરે છે.



હ્રદય પરિવર્તન કરવાની ગાંધીજીની વૃતિ દિન પ્રતિદિન સુદ્રઢ થઇ રહી હતી. અન્યના દોષ નિવારણ માટે જાતે કષ્ટ સહન કરવાની શક્તિનો પરચો બાની આ માંદગીમાં પણ સર્વને થયો.

અનેક ઉપચારોથી પણ બાને ફાયદો ન થયો, એટલે ગાંધીજીએ પોતાના પ્રિય પાણીના ઉપચારો અને કુદરતી ઉપચારો શરૂ કર્યા. પણ નકરા પાણીના ઉપચારો વ્યર્થ નિવડ્યાં.

કસ્તુરબાને જો કે ગાંધીજીના ઉપચારો ઉપર ઝાઝી આસ્થા ન હોતી છતાં તેનો તિરસ્કાર પણ ન હોતો. બીજી દવા કરવાનો આગ્રહ પણ નહોતો, તેથી પોતાના બીજા ઉપચારોમાં પણ સફળતા ન મળી ત્યારે ગાંધીજીએ બાને મીઠું અને કઠોળ છોડવા વીનવ્યા બહુ મનાવતા છતાં બા માન્યા નહિ.

"કઠોળ અને મીઠું છોડવાનું તો તમને કોઇ કહે તો તમે ન છોડો." કસ્તુરબાએ ગાંધીજીને કહ્યું.

ગાંધીજીને કસ્તુરબાના આ ઉત્તરથી દુઃખ થયું અને હર્ષ પણ થયો. ગાંધીજીને પ્રેમ ઠલવવાનો પ્રસંગ મળ્યો.

"તારી માન્યતા ભૂલ ભરેલી છે." ગાંધીજીએ હર્ષમાં આવી કહ્યું. "મને દરદ હોય અને વૈદ આ વસ્તુ કે બીજી કોઇ વસ્તુ છોડવાનું કહે તો જરૂર છોડી દઉં. પણ જા, મેં તો એક વર્ષને સારૂ કઠોળ અને મીઠું બન્ને છોડ્યાં. તું છોડે કે ન છોડે એ નોખી વાત છે."

બાપુજીના આ વચનો સાંભળી બા તો બીચારાં ગભરાઇ ગયા. નકામી આફત વહોરી લીધાનું બાને દુઃખ થયું.

"મને માફ કરો." બાએ ભારે પશ્ચાતાપ કરતા કહ્યું. "તમારો સ્વભાવ જાણવાં છતાં કહેતાં કહેવાઇ ગયું. હવે હું તો કઠોળ અને મીઠું નહિ ખાઉં. પણ તમે તો તમારૂં વેણ પાછું ખેંચી લો. આ તો મને બહુ સજા કહેવાય."

"તું કઠોળ મીઠું છોડશે તો તો બહુ જ સારૂં. મારી ખાતરી છે કે તેથી તને ફાયદો જ થશે. પણ લેવાયેલી પ્રતિજ્ઞા મારાથી ફેરવાય નહિ, મને તો લાભ જ થવાનો." ગાંધીજીએ બાને શાંત્વન આપતા શબ્દો ઉચ્ચાર્યા. "ગમે તે નિમિત્તે માણસ સંયમ પાળે તો યે તેમાં લાભ જ છે. એટલે તું મને આગ્રહ ન કરજે. વળી મને પણ મારી પરીક્ષા થઇ રહેશે, ને તે બે વસ્તુઓ છોડવાનો જે નિશ્ચય તેં કર્યો છે તેમાં કાયમ રહેવામાં તને મદદ મળશે."

"તમે તો બહુ હઠીલા છો. કોઇનું કહ્યું માનવુંજ નહિ."

પણ ગાંધીજીએ તો વાત વાતમાં પ્રતિજ્ઞા લઇ લીધી હતી. હવે થોડાં જ પ્રતિજ્ઞા તોડવાના હતા! એટલે બા પણ ખોબો આંસુ સારીને શાંત રહ્યા.

આ પ્રસંગ એ ગાંધીજીને પોતાની જિંદગીના સ્મરણોમાંનું સૌથી સુખદ સ્મરણ છે.



કસ્તુરબા લાંબા વખતથી બિમાર હતા. ડાકટરની સલાહ લીધી. ડાકટરે સારવાર કરી, પરંતુ આખરે સ્થિતિ ગંભીર થઇ. બાના દર્દની ચિકિત્સા થઇ. બાનું દર્દ લાંબા વખતની લોહીની ક્ષીણતા હોવાનું નકકી થયું.

આ વખતે બા ફિનિકસમાં, ગાંધીજી જોહાનિસબર્ગ અને પોલક ડરબનમા રહેતા હતા. ડાકટરને તેડીને ફિનિકસમાં આવવા

જે પોલકને એપિયા મારફત ખબર આપવામાં આવ્યા. પોલક દંપતી ફિનિક્સ જવાની છેલ્લી ગાડીમાં રવાના થયા અને તેઓ રાતના અગિઆર અને બારની વચ્ચે ફિનિક્સ પહોંચ્યા.

પોલકદંપતી ફિનિક્સ આશ્રમમાં આવ્યા ત્યારે બા બેભાન અવસ્થામાં હતા. ડાકટર મૂર્છા વાળવા માટે ઔષધોપચાર કારવા લાગ્યા. રાત પસાર થઇ ગઈ અને સવારમાં જ ગાંધીજીને તાર કરવામાં આવ્યો.

ગાંધીજી બીજે દિવસે આવ્યા તે દરમ્યાન બાની તબીયતમાં સહેજ સુધારો થયો હતો. પરંતુ તેમાંથી સાજા થવાની આશા અપાતી ન હોતી. વધારેમાં વધારે એકથી બે અઠવાડિયાં જીંદગી નભે તેમ સર્વ કોઇ માનતા હતા.

ગાંધીજીએ બધું એક બાજુએ મુકયું અને પોતાનો સઘળો સમય બાની સારવારમાં અર્પણ કર્યો.

"મારામાં તને સંપૂર્ણ વિશ્વાસ છે કે નહિ ?" ભાનવાળી સ્થિતિમાં બાને ગાંધીજીએ પૂછ્યું.

"હા. કેમ ન હોય ?" બાએ તુરત પ્રત્યુત્તર આપ્યો.

"ત્યારે મને મારા ઉપાયો અજમાવવા દેશો ?" ગાંધીજીએ પૂછ્યું.

આની પણ બા એ હા પાડી. અને પોતે સદંતર એમની દેખરેખ નીચે મૂકાયા. આ પછી ડાકટરની સારવાર બંધ થઇ. ડાકટરે નિરાશામાં તથા ગુસ્સામાં કેસ પડતો મૂકયો.

આ પછીના બે અઠવાડિયા સુધી ગાંધીજી પોતાની પત્નીની પથારીથી ભાગ્યેજ દૂર ગયા હતા. રાત અને દહાડો ખડે પગે ઉભા રહીને એમણે તો બાની સારવાર કરવા માંડી. બાને ગાંધીજીએ થોડો થોડો લીંબુનો રસ આપવા માંડયો. આ સિવાય

કોઇ જાતનો ખોરાક કે પ્રવાહી પદાર્થ બાને આપવામાં આવતો નહિ. ગાંધીજી પોતાની શાંત ઇચ્છાશકિત બામાં રેડતા અને બિમાર પત્નીની જરૂરની તમામ ફરજો બજાવતા હતા. આ બે અઠવાડિયા બા અર્ધ ભાનવાળી સ્થિતિમાં જીવન–યુદ્ધ કરતા હતા.

પરંતુ આખરે દેખી શકાય તેવો ફેરફાર જણાયો. ભાન-વાળી સ્થિતિનો વખત વધ્યો, સારી રીતે ઉંઘ આવવા લાગી, જળંધરનો સોજો ઓછો થયો અને આંખ વધારે ચોખ્ખી જણાવા લાગી.

પછી તો ધીમે ધીમે થોડાં ફળ અને દૂધ અને છેવટે મસાલા વગરના શાક તથા દાળ બાને આપવામાં આવ્યા. એક પણ ઉથલા સિવાય બાને ધીમો પણ ચોકસ ફાયદો થયો.

આ વાતને વર્ષો વીતી ગયા છતાં ય ઘણું અગવડભર્યું અને મહેનતુ જીવન ગાળવાં છતાંય બાને આવી ગંભીર માંદગી આવી નથી. લાંબા સમયની લોહી ક્ષીણતામાંથી બાની તે વખતે થયેલી રોગ મૂકિત એક ચમત્કાર જેવી જ હતી.



"આ બધાય કંટાળા ભર્યા અને મુશ્કેલી ભર્યા દિવસોમાં જ્યારે અત્યારના ગાંધીજી બનવાનું તીવ્ર મનોમંથન થઇ રહ્યું હતું ત્યારે કસ્તુરબાએ એમને પોતાનો પૂર્ણ પ્રેમ અને મજબૂત ટેકો આપવામાં જરાકે આનાકાની કરી નહોતી. દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓના પ્રશ્નને પોતાનો પ્રશ્ન કરવાને ગાંધીજી અપરિમિત પરિશ્રમ ઉઠાવી રહ્યા હતા, ત્યારે યે એમનો ગૃહસ્થાશ્રમ સુખી હતો.



જીવન ઘડતરનાં બાહ્ય સ્વરૂપમાં પશ્ચિમને અનુસરવાનો પ્રયાસ કરવા છતાં ય કસ્તુરબા અંતરથી તો સાચાં આર્ય સન્નારી જ રહ્યા હતાં.

કેપટાઉનમાં એક મુસલમાન વેપારીની પત્ની હિન્દમાંથી કેપટાઉન ગઇ. ઇમિગ્રેશન ખાતાએ તે બાઇને ત્યાં ઊતરવાને બિન હકદાર ગણીને ઊતરવા ન દીધી. ઇમિગ્રેશન અમલદારના આ ઠરાવ સામે કેપટાઉનની હાઇકોર્ટમાં તે બાઇના પતિએ અપીલ કરી. હાઇકોર્ટના જડજ મિ. સરલેએ તેનો એવો ચુકાદો આપ્યો કે, "જે ભાઇ તે બાઇનો ધણી હોવાનું કહે છે, તે તો કેપ કોલોનીનો રહીશ હોવાનો હક્ક ધરાવે છે, અને તેથી તેની સ્ત્રીને પણ તેવો હક્ક હોય જ. પણ આ બાઇ જેને તે પોતાની પરણેતર સ્ત્રી કહે છે તે તેની જ પરણેતર સ્ત્રી છે એવી કોઇ પણ કાયદેસર સાબિતી તે હિન્દી આપી શક્યો નથી. જેથી તે બાઇ તે હક્કદાર હિન્દીની કાયદેસર સ્ત્રી છે તેવો નિર્ણય કોર્ટ કરી શકતી નથી. માટે તે સ્ત્રીને કેપટાઉનની હક્કદાર રહીશ ઠરાવી શકાય નહિ."

આવો ઠરાવ હાઇકોર્ટે આપી તે બાઇને પાછી ધકેલી મૂકી. આવો ચુકાદો તો હિન્દી કોમ માટે ભયંકર કહેવાય. આ ચુકાદો કાયમ રહે તો ભવિષ્યમાં આ ચુકાદાનું પ્રમાણ બધા યે ઠરાવમાં લેવાય એ સ્વાભાવિક હતું એટલું જ નહિ પણ આ ચુકાદાને સ્પષ્ટ કાયદાનું રુપ પણ સરકાર આપી શકે. એમ બને તો દક્ષિણ આફ્રિકામાંથી હિન્દી કોમનું જડમૂળ જલદીથી ઊખડી જાય, તેમની કરોડોની મિલકત ફના થઇ જાય. એનો અર્થ એવો થાય કે, પોત પોતાના ધર્માનુસાર થયેલાં લગ્ન સરકારી કોર્ટમાં નોંધાવવા જોઇએ. કોર્ટમાં લગ્ન નોંધાવવાની પ્રથા હિન્દુઓ, મુસલમાનોમાં કે જરથોસ્તીઓમાં નથી. એટલે સદરહુ ચુકાદાનો

સીધો અર્થ એ થયો કે હિન્દુ મુસલમાન અને જરથોસ્તી ધર્માનુસાર થયેલાં લગ્ન ગેર કાયદેસર ગણાય, કારણ કે તે બ્રિટિશ કોર્ટમાં નોંધાયેલાં નથી, અને તે લગ્ન ઉપર સરકારની છાપ નથી.

જે જે હિંન્દી લગ્ન થયાં છે અને હવે થાય તે બધાંયે ગેર કાયદેસર ગણાય. એટલે હિન્દી સ્ત્રીઓ તેમના પતિની પરણેતર સ્ત્રીઓ ન ગણાય, પણ રખાત ગણાય. આમ હિન્દી સ્ત્રીત્વનું પણ ઘોર અપમાન થાય.

હિન્દી સ્ત્રી ગેરકાયદેસર ગણાય એટલે તેનાથી ઉત્પન્ન થયેલી પ્રજા પણ ગેરકાયદેસર થઇ. એટલે આવી સ્ત્રીઓ કે તેનાથી ઉત્પન્ન થયેલી પ્રજા દક્ષિણ આફ્રિકાની કાયદેસર રહીશ ન ગણાય. તેથી તેમને ત્યાંથી હાંકી મૂકવામાં આવે.

જ્યારે સંતાન ગેરકાયદેસર ગણાય, ત્યારે તે સંતાનના બાપની મિલ્કતનો કાયદેસર વારસ કોણ? કોઇ નહિ.

જ્યારે કોઇ માણસનો કાયદેસર વારસ કોઇ ન હોય ત્યારે તે માણસના મૃત્યુ પછી તેની મિલકત પણ બિન વારસી ગણાય.

અંગ્રેજી કાયદાના આધારે બિન વારસી મિલકતની માલિક સરકાર ગણાય.

બસ, ખલાસ! આ એકજ તીરથી સરકારે ઘણાં પક્ષીઓનો શિકાર કરવાનું યોજ્યું. અને દક્ષિણ આફ્રિકામાં હિન્દી વસ્તીનું નામ નિશાન ન રહે એટલું જ નહિ, પણ કરોડોની મિલકત પચાવી પાડવાની અધમ બાજી સરકારે રચી.

આથી હિન્દી લગ્નોને કાયદેસર ગણાવાની માગણી કરવાનો દક્ષિણ આફ્રિકાના હિન્દીઓએ નિશ્ચય કર્યો. હિન્દી સ્ત્રીઓના સ્ત્રીત્વ ઉપર થયેલા આ હુમલા સામે થવાનો તેમણે

ધર્મ ગણ્યો કારણ કે તેમાં તો હિન્દી સ્ત્રીઓનું સ્વમાન સાચવવાનો પ્રાણ–પ્રશ્ન હતો; અને એથી જ લડાઇના રણશીંગા ફૂંકાવા માંડયા.



સવારના સાડા નવ વાગ્યાનો એ એક દિવસનો સમય હતો. કસ્તુરબા રસોડામાં હતા. તેમણે ભાખરીનો લોટ બાંધી મુકયો હતો. ત્યાં રાવજીભાઈ પટેલ આવ્યા. બાએ ભાખરી વણવા માંડી અને રાવજીભાઇએ શેકવા માંડી.

ત્યાં ગાંધીજી નિશાળમાંથી આવી ફાલતુ કામ કરવા લાગ્યા. કામ કરતાં કરતાં ગાંધીજીએ એકાએક કસ્તુરબાને પૂછયું :

"તેં જાણ્યું કે ?"

"શું ?" જિજ્ઞાસાથી કસ્તુરબાએ પૂછયું.

"આજ સુધી તું મારી પરણેતર સ્ત્રી હતી, હવે તું મારી પરણેતર સ્ત્રી ન રહી." ગાંધીજીએ સહેજ હસતાં હસતાં જવાબ આપ્યો.

"એવું વળી કોણે કહ્યું ? તમે તો રોજ નવા નુકતા શોધી કાઢો છો !" કસ્તુરબાએ સહેજ ભવાં ચડાવીને કહ્યું.

"હું કયાં શોધી કાઢું છું ?" ગાંધીજી હસતા વદને બોલ્યા. "પેલો જનરલ સ્મટ્સ કહે છે કે 'ખ્રિસ્તી લગ્નની જેમ આપણાં લગ્ન કોરટમાં નોંધાયેલાં નથી માટે તે ગેરકાયદેસર ગણાય' અને તેથી તું મારી પરણેતર ગણાય નહિ પણ રખાત ગણાય."

"કહ્યું એણે એનું માથું !" કસ્તુરબાએ ગુસ્સે થઇને કહ્યું. "એ નવરાને આવું આવું કયાંથી સૂઝે છે ? આવા કાયદા તે ક્યાંય ભાળ્યા છે ?"

"દુનિયામાં બીજે ન હોય તો ભલે ન હોય, પણ અહીં તો છે જ." ગાંધીજીએ કહ્યું.

આ તો માથાનો ઘા. આ શે સહન થાય? બાનું અભિમાન પ્રગટી ઉઠયું.

"પણ હવે તમે બૈરાં શું કરશો?" ગાંધીજીએ ટૂંકાવીને કહ્યું.

"અમે વળી શું કરીએ?" કસ્તુરબાએ પૂછ્યું.

"અમે લડીએ છીએ તેમ તમે પણ લડો. સાચી પરણેતર થવું હોય અને રખાત ન થવું હોય, તેમ જ તમારી આબરૂ તમને વહાલી હોય તો તમે પણ અમારી જેમ સરકાર સામે લડો.'

"તમે તો જેલમાં જાઓ છો?'

"તું પણ તારી આબરૂ ખાતર જેલમાં જવાને તૈયાર થા."

"હું, જેલમાં! બૈરાંથી વળી જેલમાં જવાય?" ગાંધીજીનું વાકય સાંભળી કસ્તુરબા નવાઇ પામી બોલ્યા.

"હા, જેલમાં. બૈરાંથી જેલમાં કેમ ન જવાય? પુરૂષ જે સુખદુ:ખ ભોગવે, તે સ્ત્રીઓથી કેમ ન ભોગવાય? રામની પાછળ સીતા ગઇ. હરિશ્ચંદ્રની પાછળ તારામતી ગઇ. નળની પાછળ દમયંતી ગઇ. અને સહુએ જંગલમાં અનહદ દુ:ખ વેઠયાં."

"પણ એ તો બધાં દેવ જેવા! તેમને પગે ચાલવાની આપણી શક્તિ કયાં છે?" ગાંધીજીનું વિવેચન સાંભળી કસ્તુરબા બોલી ઊઠયાં.

"એમાં શું? આપણે પણ તેમની જેમ વર્તીએ તો તેમના જેવા થઇ શકીએ, દેવ થઇ શકીએ." ગાંધીજીએ ગંભીરતાપૂર્વક કહ્યું. "રામના કુળનો હું અને સીતાના કુળની તું. હું રામ થઇ શકું અને તું સીતા થઇ શકે. સીતા રામની પાછળ ધર્મની

ખાતર ન ગઇ હોત તો અને મહેલમાં બેસી રહી હોત તો તેને કોઇ સીતા માતા ન કહેત. તારામતી હરિશ્ચંદ્રના સત્ય વ્રત ખાતર વેચાઇ ન હોત, તો હરિશ્ચંદ્રના સત્યવ્રતમાં ખામી રહેત. તેને કોઇ સત્યવાદી ન કહેત અને તારામતીને સતી પણ કોઇ ન કહેત. દમયંતી નળની પાછળ દુઃખ સહેવામાં સામેલ ન થઇ હોત તો તેને પણ કોઇ સતી ન કહેત. તેમ હવે તારે આબરૂ સાચવવી હોય, મારી પરણેતર ગણાવું હોય અને રખાત ગણાવાના કલંકમાંથી મુક્ત થવું હોય, તો સરકાર સામે લડ અને જેલમાં જવા તૈયાર થા."

કસ્તુરબા ગાંધીજીનું કહેવું સાંભળી ચૂપ રહ્યાં.

"ત્યારે તમારે મને જેલમાં મોકલવી છે, ખરૂં ને ?" કસ્તુરબા પાછા બોલી ઊઠયાં. "હવે એટલું જ બાકી છે. ભલે; પણ જેલનો ખોરાક મને માફક આવશે ?"

"હું તને કહેતો નથી કે તું જેલમાં જા. તને તારી આબરૂ ખાતર જેલમાં જવાનો ઉમંગ હોય તો જા. અને જેલનો ખોરાક માફક ન આવે તો ફળાહાર કરજે."

"જેલમાં સરકાર ફળાહાર આપશે ?"

"ફળાહાર ન આપે ત્યાં સુધી ઉપવાસ કરજે." ગાંધીજી ફળાહાર મેળવવાનો ઉપાય બતાવતા બોલ્યા.

"ઠીક, એ તો તમે મરવાનો રસ્તો બતાવ્યો, અને મને લાગે છે કે જેલમાં જઇશ તો જરૂર હું મરી જઇશ." કસ્તુરબાએ હસીને કહ્યું.

"હા, હા. હું પણ એ જ ઇચ્છું છું. તું જેલમાં મરી જઇશ તો જગદંબાની જેમ હું તને પૂજીશ." ગાંધીજી ડોકું હલાવી ખડખડ હસી પડયા અને બોલ્યા.

:"ઠીક, ત્યારે તો હું જેલમાં જવા તૈયાર છું." કસ્તુરબાએ દ્રઢતાથી પોતાનો નિશ્ચય જણાવ્યો.

ગાંધીજી ખૂબ હસ્યા. તેમને ખૂબ આનંદ થયો.

કસ્તુરબા સહેજ કામ માટે બહાર નિકળ્યાં, તે લાગ જોઇ ગાંધીજીએ રાવજીભાઇ પટેલને કહ્યું :—

"બાની ખૂબી એ જ છે કે તે મારી ઇચ્છાને મને કે કમને અનુસરે છે."

હિન્દમાં આજે જે સ્ત્રીશકિતની પવિત્ર અને પ્રચંડ જ્વાળા પ્રગટી નીકળી છે તેનું બીજ આમ દક્ષિણ આફ્રિકામાં રોપાયું.

અને પછી તો સત્યાગ્રહની શરણાઇઓ વાગવા માંડી. સ્ત્રી પુરૂષો સત્યાગ્રહ કરવાને તૂટી પડયા.

ગાંધીજીની સુચનાથી કસ્તુરબા ચાર બ્હેનોને સાથે લઇ સવિનય ભંગ કરવા વોલક્રસ્ટમાં દાખલ થયાં. સરહદનો કાયદો તોડવા ટુકડીને પકડવામાં આવી. પૂજ્ય કસ્તુરબા પાછળ અનેક હિન્દી બહેનો ભોગ આપવાને તૈયાર થઇ ગઇ અને કાયદાનો સવિનય ભંગ કર્યો.

બાની તબીયત નરમ તો હતી. નબળી તબીયતના કારણે તેઓ અમુક વખતથી ફળ ઉપર જ રહેતા હતા. લડતમાં જતાં તેમણે ફળ સિવાય બીજું કશું ન ખાવાનો ગાંધીજી આગળ નિશ્ચય કર્યો હતો. જેલમાં તેમણે ફળની માગણી કરી પણ તે સ્વીકારાઇ નહિ. પૂજ્યબાએ ઉપવાસ શરૂ કર્યા. આખરે ત્રણ દિવસના ઉપવાસ પછી જોઇતા ફળો તેમને મળવા લાગ્યા.

વોલક્રસ્ટના માજીસ્ટ્રેટ સમક્ષ કેસ ચાલ્યો; અને આંખનું પલક પડે એટલી જ વારમાં બા અને એમના સંગાથીઓને ત્રણ ત્રણ માસની સખત મજુરીની સજા ફરમાવાઇ ગઇ.

ત્રણ માસની સજા ભોગવવાનો સમય તો જોતજોતામાં પૂરો થઇ ગયો ૧૯૧૩ના ડીસેમ્બર મહિનાની ૨૨મી તારીખે પ્રથમ સત્યાગ્રહી ટુકડીને જેલમૂકિત મળવાની હતી. ગાંધીજી ડરબનથી મેરિત્સબર્ગ જઇને સર્વ બહેનોને સ્વાગત આપવા વહેલી સવારના જ જેલના દરવાજે ઉભા હતા. સાથે કેલનબેક પણ હતા.

જેલનો તોતીંગ દરવાજો ખુલ્યો અને હાડપિંજર ઉપર મઢેલા ચામડામાં પ્રબળ આત્મા લઇને કસ્તુરબા અન્ય બહેનો સાથે બહાર નિકળ્યાં.

બા જેલમાંથી છૂટયા પછી એક દિવસ એક સીત્તેર વર્ષની વૃધ્ધા—પણ આત્મબળ અને સેવાભાવનાથી થનગનતી યુરોપીય બાઇ ફિનિકસમાં આવ્યા. તેણે બાને આવતાં વેંત જ ઓળખી કાઢયા: અને બા સાથે વાતચીત કરવા માંડી. બાએ જેલની હકીકત બહુ નમ્ર અને સ્નેહાળ રીતે જણાવી. ખોરાકની હાડમારી, તે માટે કરવા પડેલાં ઉપવાસ, જેલમાં સખત કામ વગેરે વાતો કસ્તુરબાએ ભાંગી તૂટી અંગ્રેજીમાં કરી.

“ગજબ થયો ! ભારે નિર્દયતા કહેવાય. આવું તે સરકારને શું સૂઝયું ?” બાની વાત સાંભળીને એ બાઇનાં અંતઃકરણે સખત આઘાત અનુભવ્યો અને વાણી દ્વારા પોતાની વેદના વ્યકત કરવા માંડી: “આ બાઇને જેલમાં નાખવાનું સરકારને કેમ સુઝયું ? તેણે શો ગુન્હો કર્યો હતો ? તે ગુન્હો કરે એવું કશું યે

તેનામાં કયાં છે ? તેના મોં ઉપર તો સાવ નિર્દોષતા જ તરવરી રહી છે. નિર્દોષ પવિત્ર દેવી જેવી આ કસ્તુરબા જનરલ સ્મટસ નો શો ગુન્હો કરી શકે ? સાવ હાડપિંજર, લોહીનો છાંટો યે કયાં ય જણાય છે ? અરે રે, જનરલ સ્મટસને આ શું સૂઝયું ? હું તો ખાસ ત્યાં–દૂર દૂર કેપટાઉનથી મિસિસ ગાંધી, તમને જ જોવાને આવી છું. આ બધું હું જનરલ બોથાને કહીશ અને તેમને તો હું ઊધડા લઇ નાખીશ. આવી નિર્દોષ, પવિત્ર દેવીને તે જેલમાં નાખશે તો તે રાજ્ય શી રીતે ચલાવી શકશે ?"

બા પ્રત્યે અને આડકત્રી રીતે હિન્દી સ્ત્રીઓ પ્રત્યે દક્ષિણ આફ્રિકાની સરકારે બતાવેલ અક્ષમ્ય વર્તન માટે દુઃખ અનુભવી ને જાતે જ સર્વ હકિકત મેળવવા આવનાર આ બાઇ તે દક્ષિણ આફ્રિકામાં પ્રખ્યાત 'મોલ્ટીનો' કુટુંબના હતા. માનવ સેવા એમનો જીવન મંત્ર હતો. આ બાઇના ભાઇ તે દક્ષિણ આફ્રિકાની પાર્લામેન્ટના પ્રમુખ મિ. જેમ્સ મોલ્ટીનો.

"મિસિસ ગાંધી, મને સાચું કહો. તમને જેલમાં સરકારે બહુ કનડગત કરી ? તમારૂં શરીર કેવું કૃશ થઇ ગયું છે ? સાવ ફિક્કું જણાય છે." મિસ મોલ્ટીનો આમ બોલ્યાં જ જાય અને બા પ્રત્યે નિહાળી નિહાળી ને જુએ અને પૂછે.

મિસ મોલ્ટનને એક સહીયર હતી. એ પણ માનવ–સેવામાં માનનારા હતા. એ જાતિએ વલંદા-બોર હતા છતાં ય અંગ્રેજો સાથે સ્નેહ ભાવથી વર્તતા હતા. એમને જનરલ સ્મટસ અને જનરલ બોથા સાથે સારો મેળ હતો. મિસ મોલ્ટન પાસેથી હકિકત જાણી તેમણે જનરલ સ્મટસ અને જનરલ બોથાને ખાનગી રીતે હિન્દી કોમનો તાત્કાલિક નિકાલ કરવાને આગ્રહ કર્યો. અને ૧૯૧૪ ના જુન માસમાં સેનેટની બેઠકમાં અક્કડ

જનરલ સ્મટ્સે નમ્રતાભર્યું ભાષણ કર્યું અને 'રિલીફ બીલ' નામનું બીલ પસાર કરાવ્યું આ બીલની એક કલમમાં 'જે લગ્ન હિન્દમાં કાયદેસર ગણાય છે, તે લગ્ન દક્ષિણ આફ્રિકામાં પણ કાયદેસર ગણાય, એક કરતાં વધારે સ્ત્રી સાથેનું લગ્ન કાયદેસર ન ગણાય અને તે સ્ત્રી પણ તેની કાયદેસર પત્ની ન ગણાય વિગેરેનો દક્ષિણ આફ્રિકાની સરકારે સ્વીકાર કર્યો.



મૂક જીવન-સાધના અને સેવા, રાષ્ટ્રમાં ચારિત્ર્ય, સ્વાશ્રય અને સ્વાર્પણનાં ઊંડા અદ્રષ્ટ મૂળ સમું કસ્તુરબાનું નિર્મળ જીવન તપ, ત્યાગ, સહનશીલતા, ધર્મશ્રધ્ધા, વીરતા, નિર્ભયતા અને નિશ્ચળતા પર નિર્ભર છે.

એક પત્નીવ્રતને તો વિવાહ થતાં જ ગાંધીજીના હૃદયમાં સ્થાન હતું. પત્ની પ્રત્યેની વફાદારી એમના સત્યવ્રતનું અંગ હતું, પરંતુ સ્વસ્ત્રી પ્રત્યે પણ બ્રહ્મચર્યનું પાલન કરવું એમને અનિવાર્ય રીતે આવશ્યક જણાયું.

ઇશ્વરદર્શન સારૂ બ્રહ્મચર્ય અનિવાર્ય વસ્તુ છે એ પ્રત્યક્ષ ન થયું એ પહેલાં જ સેવાને અર્થે આવશ્યક છે એમ ગાંધીજીને છેક ૧૯૦૦ની સાલથી જ સમજાઇ ગયું હતું. શુધ્ધ બ્રહ્મચર્યમાં વિચારની મલીનતા પણ ન હોવી જોઇએ; સંપૂર્ણ બ્રહ્મચારીના સ્વપ્નામાં પણ વિકારી વિચાર ન હોવો જોઇએ, બ્રહ્મચર્યમાં શરીર રક્ષણ, બુધ્ધિ રક્ષણ અને આત્મરક્ષણ છે એ સત્ય અનેક વિચાર પરંપરા અને ગૂઢ મનોમંથન પછી ગાંધીજીને અવગત થયુ હતું.

'બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન એટલે બ્રહ્મદર્શન અને સંયમથી ઇશ્વર હૃદયમાં પ્રગટ થાય છે એવું અનુમાન તે સંયમી

પરિણામ ઉપરથી કરી લે છે. પણ પતિ–પત્ની વચ્ચે અકય હોય એટલે તેમની વચ્ચે પ્રેમ હોય એમાં આશ્ચર્ય ન હોવા છતાં ય પત્નીની સાથે કેવો સંબંધ રાખવો? પત્નીને વિષય-ભોગનું વાહન બનાવી એમાં પત્ની પ્રત્યે કયાં વફાદારી આવે છે? જ્યાં સુધી વિષયવાસનાને આધીન રહેવાય ત્યાં સુધી વફાદારીની પ્રાકૃત કિંમત ગણાય. જે વસ્તુ ત્યાજ્ય છે તેનો સર્વથા ત્યાગ કરવામાં હાનિ કેમ હોઇ શકે?' વિગેરે વિચાર, ચિંતન અને મનનને અંતે ગાંધીજીએ બ્રહ્મચર્ય એટલે મન વચન કાયાથી સર્વ ઇન્દ્રિયોનો સંયમ સાધવાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી.

ગાંધીજી હવે કસ્તુરબાના મોહાંધ પતિ ન રહ્યાં; અને કસ્તુરબાએ એમની એ પ્રતિજ્ઞા પાલનમાં આત્મ વિલોપન કર-વામાં પોતાના જીવનની સાર્થકતા માની છે, અને વિકાર રહીત જીવન ગાળવાના ગાંધીજીના પ્રયત્નમાં કદી યે રોક ટોક કરી નથી. રાષ્ટ્રના માતૃસ્થાને રહીને કસ્તુરબાએ પોતાનું વાત્સલ્ય કરોડો હૈયાં સુધી પહોંચાડયું છે; અને પોતાના જીવનને સંતોષી, સુખી અને ઉર્ધ્વગામી બનાવ્યું છે.



પોતાના પતિની નીતિ પરત્વે લોકોને શંકાની દ્રષ્ટિએ જોતાં કસ્તુરબના ક્રોધની પારાશીશી કેટલી ઉંચી ચઢતી હશે એ કલ્પવું મુશ્કેલ નથી. ચારિત્ર્ય સંબંધમાં યદ્વાતદ્વા બોલવું એ તો દુશ્મનોની આક્રમણ કરવાની આ જમાનાની એક નવી રીત છે. આવા આક્રમણોના ગાંધીજીએ પોતાની વિનમ્ર રીતે ઉત્તરો આપ્યા છે અને કોઇપણ પત્ની ઇચ્છે એવી પ્રશંસા એમણે પોતાની પત્નીની કરી છે:—

"૧૯૦૬ ની સાલમાં કેવળ દેશની સેવામાં તન્મય થવા

માટે જ મેં બ્રહ્મચર્ય વ્રત લીધું. મારા પત્ની મારા ધણીપા અને પતિ તરીકેના મારા અધિકારથી મૂક્ત થઇ એક સ્વતંત્ર સ્ત્રી બન્યા. કોઇ પણ બીજી સ્ત્રીને મારા પત્ની જેટલું મારા પ્રત્યે આકર્ષણ નહતું. હું મારા પત્ની પ્રત્યે એક પતિ તરીકે બહુ જ વફાદાર હતો. મારા માતા સમક્ષ મેં માંસ, મદિરા અને સ્ત્રી સંગથી દૂર રહેવાની જે પ્રતિજ્ઞા લીધી હતી એ પ્રત્યે પણ હું ખૂબ ખૂબ વફાદાર હતો."



જ્યારે એ કાળાતીત સમયે મહત્વના ફેરફારો બની રહ્યાં હતા, ત્યારે કસ્તુરબાએ એમાં કંઇ અલ્પ ફાળો આપ્યો ન હતો. જયારે એમને–ગાંધીજીને અપમાનો અને કારાવાસ ભોગવવા પડયાં, જયારે પોતાનાપર બંદુકના બાર થયા અને પોતાને સર્વ પ્રથમ અહિંસાનું તત્વ સમજાયું, ત્યારેય કસ્તુરબા એમની પડખે જ ઉભા હતા. એમના આત્માની પ્રબળતા એમનો મહાન આશરો હતો એમના વ્યામોહ વખતે પણ એ એમની પાસે જ રહ્યાં અને નવદ્રષ્ટિ અને ઉચ્ચ ભાવ મેળવવાને એમને અપૂર્વ હિંમત આપતા રહ્યાં. હિન્દના આ સર્વોત્તમ પુરુષના જીવનમાં એમનો કેટલો ભાગ છે, એની કોઇ લેખીત નોંધ કે તપસીલ નથી; છતાંય એ માટે અનેક માનવીઓએ કહેલી વાતોના વિપૂલ પુરાવા તો મોજુદ છે.



૧૯૧૫ ની એ સાલ હતી. જગતને સામાજિક, આર્થિક, રાજકીય અને ધાર્મિક અધોગતિના અંધકારમાંથી ઉન્નત કરી, ઉત્ક્રાંતિના ઓજસમાં લાવવાને સત્યાગ્રહના અમોઘ શસ્ત્રને વીરતાપૂર્વક વિંઝીને વિજયમાળ પહેરી જનની જન્મભૂમિ–હિન્દમાં પગલા માંડનાર ગાંધી દંપતીને નજરે નિહાળવાને હિન્દીઓ હર્ષાતુર થઇ રહ્યાં હતા. પોતાના દેશ બન્ધુઓને બ્રિટિશ સંસ્થાનોમાં બ્રિટિશ સામ્રાજ્યના નાગરિકોના હક્ક મળે તે માટે કાયદેસર લડત ચલાવવામાં અનેક અસહ્ય યાતનાઓ અલ્પાંશે અરેરાટી અનુભવ્યા વગર વેઠનાર અને અપ્રતીમ આત્મભોગ આપનાર દેશભક્ત ગાંધી દંપતીને પોતાની જ વચ્ચે આવી ઊભા રહેતાં અપૂર્વ આવકાર આપવાને હરેક કોમના હિન્દીઓની લાગણીઓના પૂર હૃદયના કાંઠાને વટાવી રહ્યાં હતા.

લોકોની મરજી સાચવી ગમે તે રીતે તેમનું આરાધન કરનાર સાધારણ લોક-નાયક નથી; પરંતુ પોતાના દેશનું હિત અને સ્વમાન સાચવવા માટે સ્વાર્પણ કરવાને સદૈવ તત્પર રહેનાર એ સત્યાગ્રહી વીર દંપતી છે એની હિન્દી પ્રજાને ક્યારની ય પ્રતીતિ થઈ ચૂકી હતી. વિલક્ષણતા એ એમની આધ્યાત્મિકતા, સિધ્ધાંત એ એમનો સર્વગ્રાહી મનુષ્ય પ્રેમ અને જુસ્સો એ એમનો અવિરત ભીષ્મ કર્મયોગ હતો એની આમ પ્રજાને આશંકા રહી ન હતી. રાજકીય પ્રવૃત્તિઓને આધ્યાત્મિકતાની કોટિએ પહોંચાડનાર એ ધર્મ–વીર હતા એવો સર્વ કોઇનો અડગ વિશ્વાસ હતો.

બાદશાહી મહેલનેય પાણી ભરાવે એવા પિટીટ શેટોમાં સત્યાગ્રહી દંપતીના સત્કારર્થે એક ભવ્ય સમારંભ યોજાયો. મુંબઇના બિનતાજ રાજા ગણાતા સર ફિરોજશાહ મહેતા, હાઇકોર્ટને દલીલબાજીથી ધ્રુજાવતા જુવાન મહમદઅલી ઝીણા

અને એકદમ છેલ્લામાં છેલ્લી ઢબના યુરોપીય પોષાકથી સજ્જ થયેલાં સંખ્યા બંધ હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ ગૃહસ્થોની હાજરીથી ઝળહળતો એ સત્કાર સમારંભ હતો.

કોટ, પાટલુન અને નેકટાઇને બદલે સાદું ધોતીયું, લાંબુ અંગરખું અને કાઠિયાવાડી આંટીઆળી પાઘડી, ખંભે એસ, પગમાં ચંપલ અને માંદગીથી લેવાઇ ગયેલા દુબળા ચહેરાવાળા ગાંધીજી પારસી પધ્ધતિએ સફેદ સાડી પોલકું પહેરેલા કસ્તુરબા દેશબન્ધુઓને મળવા પિછાનવાને અને તેમનો ભાવભીનો સત્કાર સ્વીકારવાને એ સમારંભમાં આવ્યા. ગરમીટિયાઓના સહવાસમાં રહેલા ગામડિયા જેવા ગાંધી દંપતીને સૌ એકી ટસે આશ્ચર્યથી જોઇ રહ્યા.

આંખને અંજાવે એવા એ દબદબા ભર્યા સમારંભમાં જ ગાંધીજીએ સત્કાર માટે ગુજરાતીમાં જ ઉત્તર વાળ્યો અને ગુજરાતી તથા હિન્દુસ્તાનીનો પક્ષપાત જાહેર કર્યો; અને એ રીતે અંગ્રેજીના ઉપયોગની સામે પોતાનો નમ્ર વિરોધ નોંધાવ્યો.

"કસ્તુરબા ગાંધીજીના અક્ષરશઃ અર્ધાંગના છે." કસ્તુરબાના અપૂર્વ આપભોગોનો ઉલ્લેખ કરી વક્તાઓએ એક પછી એક ઉભા થઇને એમને અભિનંદવા લાગ્યા. "જો તેમના પરાક્રમી પતિને લડતના ત્રાસદાયક જોખમો ખેડવાની ફકત રજા જ આપી હોત અને પોતાના પ્રાણ સમાન પતિના વિયોગના અસહ્ય દુઃખ તથા ચિંતા વેઠયા હોત તો પણ કસ્તુરબા આપણા સન્માનને પાત્ર બનત. પરંતુ તેટલાંથી જ પોતાની ધર્મ સમાપ્તિ ન માનતા આ વીરાંગનાએ દક્ષિણ આફ્રિકાના હિન્દીઓની માતાનું પદ ધારણ કરી પૂરાં દિલથી પોતાના પતિએ જગાવેલા જંગમાં ઝંપલાવ્યું અને જંગલી જૂલ્મોના કષ્ટ ભોગવ્યાં. આથી તેમણે હિન્દની જ નહિ પરંતુ જગત માત્રની સ્રીઓને માટે સ્રીત્વનો

ઉત્તમ નમુનો પૂરો પાડયો છે.”



“એક વર્ષ લગી દેશભરમાં ભ્રમણ કરવું, બધું જોવું, મળવું, હળવું, કોઇપણ જાહેર પ્રશ્ન પર વિચાર ન બાંધવો કે ન બતાવવો” એ ગોખેલેનો ગાંધીજીને આદેશ હતો અને એને અનુસરીને ગાંધીજીએ કસ્તુરબા અને મગનભાઇને સાથે લઇને હિન્દનો પ્રવાસ ખેડયો અને અવનવા અનુભવો મેળવ્યાં.

દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડત દરમ્યાન ત્રીજા વર્ગની મુસાફરી શરૂ કરી હતી, તેથી અહીંયા પણ તેમણે ત્રીજા વર્ગમાં મુસાફરી કરવી શરૂ કરી. રેલ્વે અમલદારો ત્રીજા વર્ગના મુસાફરોને મનુષ્ય ગણવાને બદલે જાનવર જેવા ગણે છે; તુંકારા સિવાય તેને બોલાવાય જ નહિ. ત્રીજા વર્ગના મુસાફરથી સામે તો જવાબ જ ન અપાય તેમ દલીલ પણ ન થાય કેમ જાણે તે અમલદારનો નોકર હોય નહિ એમ તેણે વર્તવું રહ્યું. તેને અમલદાર મારે, તેને લૂંટે, તેને ટ્રેન ચૂકાવે તેને ટિકિટ દેતા દબાવે-રિબાવે. આ બધું ય ગાંધીજી અને કસ્તુરબાએ જાતે અનુભવ્યું. વીરમગામની જકાતની તપાસ અંગે થતી હાડ મારીની તેમણે અનેક ફરિયાદો સાંભળી હતી પણ આ વખતે તો એ સર્વ નજરે નિહાળી અને અનુભવી પણ ખરી.

ગાંધીજી બર્દવાનથી કસ્તુરબા અને મગનભાઇ સાથે પૂના જવા માગતા હતા. બર્દવાન સ્ટેશને ત્રીજા વર્ગની ટિકિટ લેવાની હતી. ત્રીજા વર્ગના ઉતારૂને ટિકિટ પહેલી આપવામાં આવતી નથી એમ ટિકિટ માસ્તરનો જવાબ મળતાં ગાંધીજીએ સ્ટેશન માસ્તર પાસે જવા વિચાર્યું; પણ ગામડિયા જેવા ગાંધીજીને તેમની પાસે કોણ જવા દે? આખરે કોઇએ દયા કરી ગાંધીજી

ને સ્ટેશન માસ્તર બતાવ્યો. ત્યાં એ પહોચ્યાં અને વાત કરી. પણ ત્યાં પણ ટિકિટ માસ્તરના ઉત્તર જેવો જ એમને ઉત્તર મળ્યો.

આખરે ટિકિટ ઓફીસના બારણાં ઉઘડયાં, અને ગાંધીજી ત્યાં ટિકિટ લેવા ગયા. પણ ત્યાં સહેલાઇથી ટિકિટ મળે તેમ નહતું. ઉતારૂઓ એક પછી એક ઘૂસતા જાય અને ગાંધીજી જેવાને હઠાવતા જાય. છેવટે ટિકિટ તો મળી.

ગાડી આવી. ત્યાં પણ બળિયા હતા તે પેસી ગયા. ઉતારૂ વચ્ચે અને પેસનાર વચ્ચે ફાગ ઉડે, ધક્કા ધકકી ચાલે, ગાંધીજી, મગનભાઇ અને કસ્તુરબા ગાડીમાં બેસવાને આમતેમ જાય અને બધેયથી એકજ જવાબ મળે : "અહીં જગ્યા નથી."

ગાડી ઉપડવાનો વખત થઇ ગયો. કસ્તુરબા અને મગનભાઇને એક ઠેકાણે ઉભા રાખીને ગાંધીજી ગાર્ડ પાસે ગયા અને ગાડીમાં જગ્યા અપાવવાનું કહ્યું.

'જગ્યા મળે તો બેસો, નહિ તો બીજી ટ્રેનમાં જાઓ." ગાંધીજીની એક ઉતારૂ તરીકેની મુશ્કેલીનો જરા પણ વિચાર કર્યા વિના ગાર્ડે ઠંડા કલેજે ઉત્તર આપ્યો.

"પણ મારે અગત્યનું કામ છે."

ગાંધીજીના આ શબ્દો સાંભળવાને ગાર્ડને વખત ન હતો. આખરે ગાંધીજીએ હારીને મગનભાઇને જ્યાં જગ્યા મળે ત્યાં બેસી જવા કહ્યું. અને પોતે કસ્તુરબાને લઇને ત્રીજા વર્ગની ટિકિટે 'ઇન્ટર'માં બેઠા.

આસનસોલ સ્ટેશને ગાર્ડ વધારાના પૈસા લેવા આવ્યો.

"તમારો મને જગ્યા બતાવવાનો ધર્મ હતો. જગ્યા ન મળી

એટલે હું આમાં બેઠો છું. મને તમે ત્રીજા વર્ગમાં જગ્યા આપો તો હું તેમાં જવાને તૈયાર છું." ગાંધીજીએ વધારાના પૈસા આપવા સામે વાંધો ઉઠાવતાં કહ્યું.

"મારી સાથે દલીલ ન થાય." ગાર્ડે તુમાખી ભર્યો ઉત્તર આપ્યો. "મારી પાસે જગ્યા નથી. પૈસા ન આપવા હોય તો તમારે ટ્રેનમાંથી નિકળવું પડશે."

ગાંધીજીને તો કેમે ય પૂના પહોંચવું હતું. ગાર્ડ જોડે લડવાને બદલે પૈસા ચૂકવ્યા. છેક પૂના સુધીનું વધારાનું ભાડું આપ્યું. આ અન્યાય એમને ખૂબ ખૂબ ખૂંચ્યો.

સવારે મુગલસરાઇ આવ્યું. મગનભાઇએ ત્રીજા વર્ગમાં જગ્યા મેળવી લીધી હતી. મુગલસરાઇમાં ગાંધીજી અને કસ્તુરબા ત્રીજા વર્ગમાં ગયા. ટિકિટ કલેક્ટરને ગાંધીજીએ સર્વ હકિકતથી વાકેફ કર્યા; અને તેની પાસેથી પોતાની વાતનું પ્રમાણપત્ર માગ્યું. તેણે એ આપવાની ના પાડી. વધારાના ભાડાના પૈસા પાછા મેળવવાની રેલ્વેના વડાને ગાંધીજીએ અરજી કરી.

'પ્રમાણપત્ર વિના વધારાના પૈસા પાછા આપવાનો અમારો રિવાજ નથી, પણ તમારા કેસમાં અમે આપીએ છીએ. બર્દવાનથી મુગલસરાઈ સુધીનો વધારો તો પાછો ન અપાય" અરજીનો જવાબ મળ્યો.

આખરે કલ્યાણ જંકશને થાકયા પાકયા ગાંધીજી અને કસ્તુરબા પહોંચ્યાં. નાહવાની તેમણે તૈયારી કરી. મગનલાલ અને ગાંધીજી સ્ટેશનના પંપે પાણી લઇને નાહ્યાં. કસ્તુરબા માટે ગાંધીજી કંઇક તજવીજ કરી રહ્યાં હતા તેટલામાં સર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાયટીવાળા શ્રી. કોલે તેમને ઓળખ્યાં. તે પણ પૂના જતા હતા. કસ્તુરબાને બીજા વર્ગની કોટડીમાં નહાવા લઇ

જવાનું શ્રી. કોલે કહ્યું. આ વિનયનો સ્વીકાર કરતાં ગાંધીજીને સંકોચ થયો. 'પત્નીને બીજા વર્ગની કોટડીનો આશ્રય લેવાનો અધિકાર નહોતો' એ જ્ઞાન ત્યારે પણ ગાંધીજીને હતું.

મુસાફરીમાં ડીટેકટીવો તો ગાંધીજી પાછળ હોય જ. એમની સાથે ગાંધીજીને તકરારનું કારણ જ ન હોય કારણ કે તેમને કંઇ છુપાવવાનું ન હોય એટલે તેમને એ નહોતા પજવતા.

એક વખત રેલ્વેમાં જતાં ઘણે સ્ટેશને ગાંધીજીની ટિકિટ જોવા ડીટેકટીવ આવે, નંબર વગેરે લે. ગાંધીજી તો તરત તેઓ જે પ્રશ્ન પૂછે તેનો જવાબ આપી દેતા. પડોશી ઉતારૂઓએ માન્યું કે ગાંધીજી કોઇ સાદો સાધુ કે ફકીર છે. બે ચાર સ્ટેશને ડીટેકટીવ આવ્યા, એટલે એ ઉતારૂઓ ચિડાયા અને પેલા ડીટેકટીવને ગાળ દઇ ધમકાવ્યો.

"ઇસ બિચારે સાધુકો નાહક કયોં સતાતેહો ?" ગાંધીજી તરફ વળીને તેમણે કહ્યુઃ–" ઇન બદમાશોંકો ટિકટ મત બતાઓ.

"તેઓ ટિકિટ જુએ છે તેમાં મને કશી હેરાનગતિ નથી, તેઓ તેમની ફરજ બજાવે છે, તેમાં મને કંઇ દુઃખ નથી."

ગાંધીજીની આ વાત ઉતારૂઓને ગળે ન ઉતરી અને તેઓ ગાંધીજીની વધારે દયા ખાવા લાગ્યા અને અરસ પરસ વાતો કરવા લાગ્યા કે નિર્દોષ માણસોને આવી હાલાકી શાને સારૂ હોય ?

આ બધાય કડવા અનુભવોમાં કસ્તુરબા ગાંધીજીની સાથેજ હતા. પતિના ત્યાગ અને દુઃખ સહનની જવલંત ઇચ્છા શકિત આગળ સ્વીકારેલી ભવ્ય શરણાગતિનો ખરેખર આ અમર ઇતિહાસ છે



બંગાળના ભાગલા પછી હિન્દમાં રાજકીય નવયુગનો આરંભ થયો હતો. 'લાલ, પાલ અને બાલ'ની ત્રિપુટીનું નામ-સ્મરણ ઘેર ઘેર થતું હતું. બંગાળમાં સુરેન્દ્રનાથ બેનરજી સિંહ સમાન ગર્જના કરીને બંગાળને ગજવતા હતા, મુંબઇમાં બિનતાજ રાજા ગણાતા સર ફિરોજશા મહેતાની સત્તા વર્તી રહી હતી, ગોખલે વડી ધારાસભાને ધ્રુજાવ્યા કરતા હતા અને અરવિંન્દ ઘોષ યુવાનોના હૃદયમાં નવચેતન રેડી રહ્યાં હતા.

આ નવયુગ નવપ્રાણ અર્પે એ પહેલાંજ એના પર જોત જોતામાં જાલીમ જૂલ્મના જાળા પથરાઇ ગયા. અત્યાચારના ગાઢ અંધકાર છવાઇ ગયા. યુરોપ—એશિયામાં ભયંકર યાદવાસ્થળી સળગી ઉઠી અને વ્યાકુળતા, અસ્વસ્થતા તેમજ ત્રાસના વિક્રાળ વાતાવરણમાં નાગરિક જીવન, ગૃહ જીવન અને સમાજ જીવનની યુગોથી પાંગરેલી બધીયે સુંદર ભાવનાઓ દાનવી અંધકાર મદમાં શેકાઇ—ભૂંજાઇ જવા લાગી. જગતની પ્રજાઓ સત્તાની સ્પર્ધામાં ભૂતકાળે મેળવેલા સંસ્કારો અને સ્વરૂપોને પ્રલયના પાવકમાં ખાક થઇ જતાં નજરે નિહાળી રહી.

હિન્દના હત ભાગ્યે બરોબર આ જ અરસામાં ગોખલે જેવા ગુણિયલ અને સર ફિરોજશા મહેતા જેવા મહાન મુત્સદ્દી મરણ પામ્યા અને હિન્દ સમર્થ આગેવાન વગરતું થઇ પડયું.

અનેક નિરાશામાં હિન્દીઓને આશાનું એક કિરણ ઉષ્મા અર્પી રહ્યું હતું. ગાંધીજી આ અરસામાં જ દક્ષિણ આફ્રિકા કાયમના માટે છોડીને હિન્દ આવ્યા હતા. આંતરરાષ્ટ્રીય સમાજમાં ગાંધીજીની પ્રતિભા માન્ય થઇ ગઇ હતી. મહા યુધ્ધથી કંટાળેલા સમાજને એમનો અહિંસાવાદ ગમી ગયો હતો.

અને ગાંધીજીને પણ એક આશ્રમ કાઢીને તેમાં ફિનિક્સના

સાથીઓને રાખીને બેસી જવું હતું. પોતે ગુજરાતી હોઇ ગુજરાતની મારફતે સેવા કરવાની મૂડી હોવી જોઇએ એ માન્યતાથી ગુજરાતમાં ક્યાંક સ્થિર થવાની ગાંધીજીની ઇચ્છા હતી. ગોખલેને એમણે પોતાનો વિચાર દર્શાવ્યો હતો અને ગોખલેએ એમના વિચારને વધાવી લીધો હતો. "તમે જરૂર એમ કરજો. સભ્યોની સાથે ગમે તે પરિણામ આવે પણ તમારે આશ્રમને સારૂ દ્રવ્ય મારી પાસેથી જ લેવાનું છે. તેને હું મારૂં જ આશ્રમ ગણવાનો છું."

અને ગોખલે એ સ્વ. ડૉકટર દેવને બોલાવીને કહી પણ દીધું:— "ગાંધીનું ખાતું આપણા ચોપડામાં પાડજો અને તેમને તેમના આશ્રમને સારૂ તથા તેમના જાહેર ખર્ચ ને માટે જે પૈસા જોઇએ તે તમે આપજો."

ગોખલેના આ વચનથી ગાંધીજી બહુ રાજી થયાં અને મકાનની શોધ કરતાં અમદાવાદમાં શ્રી. જીવણલાલ બારીસ્ટરનું કોચરબમાં આવેલું મકાન ભાડે લેવાનું ઠર્યું.

દક્ષિણ આફ્રિકાથી પાંચ તામિલ બાળકો આવેલા અને બીજાં અહીંથી લગભગ પચીસ સ્ત્રી પુરુષોથી આશ્રમનો તા० ૨૫ મી મે ૧૯૧૫ થી આરંભ થયો. આશ્રમને સત્યાગ્રહાશ્રમ નામ આપવામાં આવ્યું; અને ત્યાં બધાય એક રસોડે જમતા હતા અને એકજ કુટુંબ હોય એવી રીતે વર્તવાનો પ્રયત્ન કરતા હતા.

આ સત્યાગ્રહાશ્રમ જ એ ઐતિહાસિક સ્થાન છે. કે જેણે ગાંધીજીના અવનવા અખતરાઓ, અદભૂત પ્રયોગો, અને સત્યાગ્રહીઓની લડાઇઓ જોઇ છે; અને એ સર્વનાં મૂક સાક્ષી તરીકે હજી યે ઉભેલ છે.



અસ્પૃશ્યતા એ હિન્દુ ધર્મનું અંગ નથી, પણ એમાં પેસી ગયેલો સડો છે, વહેમ છે, પાપ છે, ને તેનું નિવારણ કરવું એ પ્રત્યેક હિન્દુનો ધર્મ છે, તેનું પરમ કર્ત્તવ્ય છે.

જન્મના કારણથી મનાયેલી આ અસ્પૃશ્યતામાં અહિંસા ધર્મનો અને સર્વ ભૂતાત્મ ભાવનો નિષેધ થઇ જાય છે. એના મૂળમાં સંયમ નથી, પણ ઊંચપણાની ઉધ્ધત ભાવના જ રહેલી છે. આથી એ સ્પષ્ટ અધર્મ જ છે. એણે ધર્મને બહાને લાખો કે કરોડોની સ્થિતિ ગુલામ જેવી કરી મૂકી છે.

આ સ્થિતિ સમૂળગી મીટાવવાને મહાત્માજીએ જીવનના આરંભથી ભગીરથ યત્નો કર્યા છે; અને પોતાના અસ્પૃશ્યતા નિવારણના સિધ્ધાંતને સત્યાગ્રહાશ્રમની સ્થાપના વખતે જ અમદાવાદના મિત્રોની સાથેની વાતચીતમાં સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કર્યો હતો.

"જો કોઇ લાયક અંત્યજ ભાઇ આશ્રમમાં દાખલ થવા માગશે તો હું તેને જરૂર દાખલ કરીશ." ગાંધીજીએ મિત્રો સમક્ષ પોતાની અંતરતમવૃત્તિ સ્પષ્ટ કરી.

"પણ તમારી શરતનું પાલન કરી શકે એવા અંત્યજ કયાં રેઢા પડ્યાં છે?" એક વૈષ્ણવ મિત્રે પોતાના મનનો સંતોષ વાળ્યો.

આશ્રમની હસ્તીને હજુ થોડા જ મહિના થયા હતા, તેટલામાં જેવી કસોટીની ગાંધીજીને આશા નહોતી તેવી એમની કસોટી થઇ. ઠક્કર બાપાનો ગાંધીજીને એક પત્ર મળ્યો:—

"એક ગરીબ અને પ્રામાણિક અંત્યજ કુટુંબ છે. તેની ઇચ્છા તમારા આશ્રમમાં આવીને રહેવાની છે. તેને લેશો?"

ઠક્કર બાપા જેવાની ભલામણ લઇને આવનાર અંત્યજ

કુટુંબ આટલું વહેલું આવે એવી ગાંધીજીએ મુદલ આશા રાખી નહોતી. ગાંધીજીએ એ કાગળને વધાવી લીધો અને "તે કુટુંબ આશ્રમના નિયમ પાળવા તૈયાર હોય તો તેને લેવા તૈયાર છું" એવો ઠક્કર બાપાને પ્રત્યુત્તર પણ લખી નાખ્યો.

દૂદાભાઇ, તેમના પત્ની દાની બહેન અને રીખતી ધાવણી લક્ષ્મી અમદાવાદ આવ્યા. દૂદાભાઇ મુંબઇમાં શિક્ષકનું કામ કરતા હતા. સત્યાગ્રહાશ્રમના નિયમોનું પાલન કરવાને તે તૈયાર હતા. ગાંધીજીએ તેમને આશ્રમમાં લીધા.

આશ્રમમાં ભારે ખળભળાટ થયો. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીને ત્યાં અંત્યજો વગેરે આવતા, રહેતા, જમતા પણ અહીં અત્યંજ કુટુંબનું આવવું કસ્તુરબાને અને બીજા સ્ત્રી મંડળને ગમ્યુ નહિ. દાની બહેન પ્રત્યેનો અણગમો નહિ તો તેમના પ્રત્યેની ઉદાસીનતા ગાંધીજીની ઝીણી નજરે આવ્યા વગર ન રહી. આ આંતર ખળભળાટ ગાંધીજીને વસમો થઇ પડયો.

દાનીબહેન સામાન્ય બાઇ હતી. દૂદાભાઇનું ભણતર પણ સહજ હતું, પણ તેમની સમજણ સારી હતી. તેમની ધીરજ ગાંધીજીને ગમી ગઇ. દૂદાભાઇને કોઇ વેળા ક્રોધ આવતો પણ એકંદરે તેમની સહન શક્તિની ગાંધીજી ઉપર સારી છાપ પડી હતી અને એથીજ ઝીણા અપમાનો ગળી જવાનું દૂદાભાઇને એ વિનવતા અને તે સમજી જતા અને દાનીબહેન પાસે સહન કરાવતા.

આશ્રમમાં જેમ ખળભળાટ થયો તેમ આશ્રમના સહાયક મિત્રમંડળમાં પણ ખળભળાટ થયો. જે કુવામાં બંગલાના માલિકનો ભાગ હતો તે કુવામાંથી પાણી ભરવામાં જ અડચણ આવવા લાગી. કોસવાળા ને આશ્રમવાસીઓના પાણીના છાંટા અડે તો તે અભડાય. તેણે ગાળો શરૂ કરી, દૂદાભાઇને પજવવાનું

શરૂ કર્યું. ગાળો સહન કરવાનું અને દઢતા પૂર્વક પાણી ભરવાનું જારી રાખવાનુ ગાંધીજીએ સહુને કહી દીધું. આશ્રમવાસીઓને ગાળ સાંભળતા જોઇ કોસવાળો શરમાયો અને તેણે છેડ મૂકી.

પણ આશ્રમને પૈસાની મદદ મળતી બંધ પડી. બહિષ્કાર ની અફવા ગાંધીજીના કાને આવવા લાગી. 'જો આપણો બહિષ્કાર થાય અને આપણી પાસે કશી મદદ ન રહે તો યે આપણે હવે અમદાવાદ નહિ છોડીએ. અંત્યજ વાડામાં જઇને તેમની સાથે રહીશું, અને જે કંઇ મળી રહેશે તેની ઉપર અથવા મજુરી કરીને નિર્વાહ કરીશું' એવો દઢ નિશ્ચય ગાંધીજીએ સાથીઓને જણાવી દીધો.

"પણ આવતે મહિને આશ્રમ–ખર્ચ ચલાવવાના પૈસા આપણી પાસે નથી." મગનભાઇએ ગાંધીજીને નોટીસ આપી.

"તો આપણે અંત્યજ વાડે રહેવા જઇશું." ગાંધીજીએ ધીરજથી જવાબ આપ્યો.

ગાંધીજી ઉપર ભીડ આવી પડી; પણ શામળાએ નરસિંહ મહેતાની હુંડી સ્વીકારીને જેમ એમની લાજ રાખી હતી તેમ ગાંધીજીને પણ શામળાએ મદદ મોકલી દીધી.

"બહાર મોટર ઊભી છે, ને એક શેઠ તમને બોલાવે છે." મગનભાઇએ નોટિસ આપ્યા પછી તુરત જ એક સવારે કોઇ બાળકે ગાંધીજીને ખબર આપ્યા.

ગાંધીજી મોટર પાસે ગયા,

"મારી ઇચ્છા આશ્રમને કંઇ મદદ દેવાની છે, તમે લેશો?" શેઠે ગાંધીજીને પૂછ્યું.

"જો કંઇ આપોતો હું જરૂર લઉં. મારે કબુલ કરવું જોઇએ કે અત્યારે હું ભીડમાં પણ છું." ગાંધીજીએ જવાબ આપ્યો.

"હું કાલે આજ વેળાએ આવીશ ત્યારે તમે આશ્રમમાં હશો ?"

ગાંધીજીએ હા કહી અને શેઠ ગયા.

બીજે દહાડે નીમેલે સમયે મોટરનું ભુંગળું વાગ્યું. બાળકોએ ખબર આપી. શેઠ અંદર ન આવ્યા. ગાંધીજી તેમને મળવા ગયા. શેઠ ગાંધીજીના હાથમાં રૂા. ૧૩૦૦૦ ની નોટો મૂકી ચાલતા થયા. આ મદદથી અત્યંજવાડામાં ગાંધીજીનું જવાનું આળસ્યું.

આ કુટુંબને આશ્રમમાં રાખીને આશ્રમને ઘણા પાઠ મળ્યા છે. આમ છતાં ય આશ્રમને તેનું ખર્ચ, વધતું જતું હોવા છતાંય મુખ્ય ભાગે ચુસ્ત ગણાતા હિન્દુઓ તરફથી જ મળતું આવ્યું છે એ હકીકત જ સ્પષ્ટ રીતે સૂચવી રહ્યું છે કે અસ્પૃશ્યતાની જડ સારી પેઠે હાલી ગઇ છે.



સામાજિક રીત રિવાજોની જંજીરોમાંથી હિન્દી સ્રીઓને મૂક્ત કરવાના અને દલિતોધ્ધારના મહાજંગ માં કસ્તુરબા નિર્ભય લડવૈયા હતા.

મહાત્માજીએ આપભોગની જે આગ સળગાવી, તેને અદભૂત રીતે હિન્દી મહિલાઓએ જળતી રાખી છે. હૃદયની ભાવના ને જે ઘડીએ તેઓ અમલ માં મૂકે છે, તે જ ઘડીએ જન સમૂહના દિલમાં તેમને માટે માનુભર્યું સ્થાન અંકિત થઇ જાય છે. હિન્દને જે ઉન્નત અને ઉચ્ચતર બનાવે છે, તેમાં સ્રીઓની આ આગેવાની જેવો નોંધવા યોગ્ય ફેરફાર બીજો એકેય નથી. સ્રીએના

અધિકાર સંપાદન કરવા, લગ્ન વયની મર્યાદા વધારવા, જ્ઞાતિ ભેદ નાબુદ કરવામાં અને પડદાનો રિવાજ છિન્ન ભિન્ન કરવામાં, ભુતકાળના બધાય પ્રયાસો છતાંય, આ રીતે ઘણી પ્રગતિ સાધી શકાઇ છે. પંડિતા રમાબાઇ અને બીજી મહિલાઓની આરંભની બધીય મહેનત સદંતર એળે નથી ગઇ. હવે એ મહેનતનો પાક ઉતરી રહ્યો છે.

હિન્દના મહિલા સમાજે કરેલી પ્રગતિ ખરેખર અદ્દભુત છે. અર્વાચીન હિન્દના કોઇ પણ જીવન ક્ષેત્રનું પરિવર્તન આટલું ઝડપી અને લાભદાયક થયું નથી.



એક નાનકડી અંત્યજ બાળાને–દુદાભાઇની પુત્રી લક્ષ્મીને દત્તક તરીકે પોતાના ઘરમાં રાખવાનો મહાત્માજીએ નિશ્ચય કર્યો અને કસ્તુરબાએ શરૂઆતમાં એનો વિરોધ કર્યો ત્યારે જે પરિસ્થિતિ ઉત્પન્ન થઇ તેવી કરૂણ સ્થિતિ ભાગ્યેજ ઉદ્દભવવા પામી હતી. એને પરિણામે પતિ અને પત્ની વચ્ચે એવો તો ઉગ્ર કલહ જાગ્યો કે જ્યાં સુધી પોતાની પત્ની એ નાનકડી અંત્યજ બાળાને પુત્રી તરીકે સ્વીકારવાને તૈયાર ન થાય ત્યાં સુધી પોતે એ ઘરમાં રહી શકે નહિ એમ જાહેર કરવાની ગાંધીજીને ફરજ પડી.

કસ્તુરબા, તે વખતે, મહાત્માજીના સર્વ આદર્શો સાથે સંમત ન હતા. તેમણે અંતે નમતું આપ્યું.



દક્ષિણ આફ્રિકામાંથી ગાંધીજીના પાછા ફર્યા અને હિન્દના રાજકારણમાં મોખરે આવ્યા પછીના ઉકળાવનારા દિવસોમાં કસ્તુરબા એમના કાર્યો સાથે સક્રિય રીતે સંકળાયેલા રહેતા હતા. આનો અર્થ એ નથી કે કસ્તુરબા જાહેર જીવનમાં મોખરે રહ્યાં છે. પરંતુ એ હંમેશાં ગાંધીજીને પોતાનો નૈતિક

અને શારીરિક ટેકો તો આપતા જ રહ્યાં છે. એ એમના પગલે પગલે ચાલી રહ્યાં છે, એતો નિર્વિવાદ સત્ય છે.

પતિત પાવની ગંગાને પેલે પાર, છેક હિમાલયની તળેટીએ, નેપાળની નજીકમાં જ આવેલો હિન્દનો ભાગ ઋષિમુનિઓનાં તપોવનના પ્રદેશ તરીકે પુરાણ પ્રસિદ્ધ છે. ધ્રુવના પિતા ઉત્તાનપાદની રાજધાની આજ પ્રદેશમાં હતી અને ધ્રુવે અહીંયા જ જંગલોમાં તપશ્ચર્યા કરી હતી. જનક વિદેહી પણ આજ પ્રદેશ પર પ્રભુત્વ ચલાવતા હતા.

ઇ. સ. પૂર્વે ૬૦૦ વર્ષ ઉપર ચંપારણ્યમાં સ્વાતંત્ર્યપ્રિય લિચ્છવીવંશના રાજવીઓ રાજ કરતા હતા અજાત શત્રુની આણ અહીંયાજ ફરતી હતી.

કાળની અકળ ગતિએ અઢારમા સૈકાની શરૂઆતમાં ધ્રુવસિંહનામના રાજાના એ ધરતી પર શાસન થયા. એની રાણી બહુ બીમાર પડી અને એક ખ્રિસ્તી પાદરીએ ઔષધોપચાર કરી એને સાજી કરી. રાજા રાજી થયો અને ખ્રિસ્તી પાદરીઓને બોલાવી પોતાના રાજ્યમાં વસવાની સગવડ કરી આપી.

અને પછી તો એ ઇશ્વરના નામે આવેલા પાદરીઓના પ્રતાપે ચંપારણ્યમાં અંગ્રેજોનું આગમન થયું. મહેમાનો મટીને એ જોતજોતામાં માલીક થઇ બેઠા. શેલડી અને ગળીની ખેતીમાં નફો લાગવાથી તે કાર્યમાં તેમણે ઝુકાવ્યું. ઠેર ઠેર નવી નવી કોઠીઓના પાયા નંખાવા લાગ્યા. અંગ્રેજ કોઠીવાળાના જબરજસ્ત પૂર સામે હિન્દી પાટીદાર કે પટાદાર ઝીક ઝીલી ન શકયા.

નફો નિતારવાના નિશ્ચયથી અંગ્રેજ કોઠીવાળાઓએ ગળીની

ખેતી ફરજીયાત કરાવવા માંડી. ખેડુતો પોતાની જમીનના ૩/૨૦ ભાગમાં ગળીનું વાવેતર કરવા કાયદાથી બંધાયા. વીશ કઠાનો ત્યાંનો એકર અને ત્રણ કઠામાં ગળીનું વાવેતર એનું નામ તે તિન કઠિયાનો રિવાજ અને એ ચંપારણ્યના ખેડુતોના અનેક ત્રાસનું મૂળ.

ગળીની ગોટીઓ તો સર્વ કોઈએ જોઈ છે. ગાંધીજીએ પણ એ જોઇ હતી પણ એ ચંપારણ્યમાં બનતી હતી અને એ બનાવતાં હજારો ખેડુતોને અસહ્યત્રાસ પડતો હતો તેની સામાન્ય જનતાની જેમ એમને પણ કશી ખબર ન હતી.

રાજકુમાર શુકલ કરીને ચંપારણ્યના ખેડુત ઉપર દુઃખ પડેલું. એ દુ;ખ તેને અસહ્ય થઇ રહ્યું હતું. એ ગળીનો ડાઘ બધાને સાફ ધોઇ નાખવાની ધગશ તેના પોતાના દુઃખમાંથી થઇ આવી હતી. ગાંધીજી મહાસભાના લખનૌ અધિવેશનમાં ગયા હતા ત્યાં રાજકુમારે તેમનો પીછો પકડયો. એકાદ આંટો મારીને પોતાના દુઃખો જોઇ જવાને તેણે ગાંધીજીને વિનવ્યા. એ અભણ અણઘડ પણ નિશ્ચયવાન ખેડુતને ગાંધીજી આખરે વશ થયા; અને એની સાથે ગયા.

ચંપારણ્યની પ્રજા અન્યાય તથા અત્યાચારથી પીડાતી હતી એ ગાંધીજીએ નજરે નિહાળ્યું. તેનો ઉદ્ધાર કરવાને મહાત્માજીએ પગલા લીધા. સભાઓ, લેખો, ઠરાવો અને કાઉન્સીલોમાં ઉપરા ઉપરી સવાલો પૂછવા છતાં કાંઇ ન વળ્યું ત્યારે જ મહાત્માજીએ સત્યાગ્રહ અને અસહકાર પોકાર્યો.

દક્ષિણ આફ્રિકામાંથી હિન્દુસ્તાનમાં આવ્યા પછી મહાત્માજીએ પહેલ વહેલું મહત્વનું કાર્ય ચંપારણ્યમાં આરંભ્યું. દેશમાં ત્યારે ચોતરફ 'હોમરૂલ'ની ઝુંબેશ ચાલી રહી હતી. એ ઝુંબેશમાં

ચંપારણ્યને પણ ભેળવી દેવાનું જ્યારે મહાત્માજીને કહેવામાં આવ્યું ત્યારે તેઓએ માત્ર એટલો જ જવાબ આપ્યો કે આપણે ચંપારણ્યમાં જે કામ ઉપાડયું છે તે જ 'હોમરૂલ'ની સ્થાપના કરવા માટે બસ છે.

ચંપારણ્યના દરિદ્ર, ભલા, ભોળા અને અભણ માણસોને સત્ય અને અહિંસાના સિધ્ધાંતની તાલીમ આપવા માંડી. સર્વ પ્રકારની મુશ્કેલીઓ સહી લેવાની ખુદ તત્પરતા બતાવી. ચંપા-રણ્યની પ્રજાને તપશ્ચર્યા અને આપભોગનો સિધ્ધાંત પ્રબોધવામાં આવ્યો.

ખેડુતોના દુઃખની તપાસ શરૂ થઇ. ટોળેટોળાં ખેડુતો આવવા માંડયા અને નિર્ભયપણે છૂપી પોલીસની હાજરીમાં જ કેફીયતો લખાવા માંડી. નીલવરો ગભરાઇ ગયા. ખેડૂતો પર જૂલ્મ કરવા માંડયો છતાં ય તેઓ મજબૂત રહ્યાં. ૭ માસ સુધી ગાંધીજીએ તેમના દુઃખની તપાસ કરી. 'તમારી તપાસ ઘણી લાંબી ચાલી, હવે તમારે બિહાર છોડવું જોઇએ' બિહારની સરકારનો ગાંધીજીને કાગળ મળ્યો.

"તપાસ લાંબી ચાલશે અને તપાસ પછી પણ ખેડુતોનાં દુઃખ દૂર નહિ થાય ત્યાં સુધી બિહાર છોડવાનો મારો ઇરાદો નથી." ગાંધીજીએ સરકારને જવાબ આપ્યો.

ઉત્તર વાંચી અધિકારીઓ સમસમી રહ્યા. બિહારના ગવર્નરને આકરૂં પગલું લેવાનું યોગ્ય ન લાગ્યું. ગાંધીજીને મળવા બોલાવ્યા; અને તપાસ કરવા એક કમિટિ નીમવા પોતાનો વિચાર છે એમ જણાવ્યું. એટલું જ નહિ પણ તેમાં એક સભ્ય તરીકે તેમને જોડાવાને આગ્રહ પણ કર્યો.

પછી તો તપાસ સમિતિએ કામ શરૂ કર્યું અને એણે

ખેડૂતોની બધી ફરીયાદો ખરી ઠરાવી. નીલવરોએ ગેરવ્યાજબી રીતે લીધેલાં નાણા ખેડૂતોને પાછા આપવા ભલામણ કરી. તીન કઠિયાનો કાયદો કાઢી નાંખવાની ભલામણ કરી.

નીલવરોએ સખ્ત વિરોધ ઉઠાવ્યો. એમની સત્તા પ્રબળ હતી છતાં ગવર્નર છેવટ સુધી મક્કમ રહ્યા. તપાસ સમિતિની બધી ભલામણોનો પૂરેપૂરો અમલ કર્યો.

આમ સો વર્ષથી ચાલતો આવેલો તીન કઠિયાનો કાયદો તૂટયો અને તેની સાથે નીલવર રાજનો પણ અંત આવ્યો. રૈયત વર્ગ જે દબાયેલો રહેતો તેને પોતાની શકિતનું ભાન આવ્યું.

અને ગળીનો ડાઘ ધોવાયો. ધોવાય જ નહિ એ વહેમ દૂર થયો.



ચંપારણ્યની પ્રજાનાં બધાં દુઃખોનું મૂળ તેમની અજ્ઞાનતા છે; જ્યાં સુધી પ્રજા પોતે માનસિક ઉન્નતિ પ્રાપ્ત ન કરે ત્યાં સુધી બહારની કોઇ શકિત તેનો ઉધ્ધાર ન કરી શકે એ વસ્તુ ચંપારણ્યમાં દાખલ થતાં જ ગાંધીજીના સમજવામાં આવ્યા વગર ન રહી.

ચંપારણ્યની પ્રજા બહુ જ પામર. રહેણી કરણી પણ ગંદી. ગામમાં અને રસ્તાઓ ઉપર જ્યાં જુઓ ત્યાં ગંદકી, ગંદકીને ગંદકીજ. લોકોમાં એટલો સંપ કે ઉત્સાહ પણ ન મળે કે બધા એકત્ર થઇ ગામનો એક ન્હાનો શો માર્ગ પણ જાતે સુધારી લે. એ અસહાય અને અનાથ પ્રજાને માટે દવાનો પણ પૂરો બંદોબસ્ત ન મળે.

આ પરિસ્થિતિ પેખી ગાંધીજી પારાવાર દુઃખી થયા. આ પરિસ્થિતિને નિવારવા અજ્ઞાન રૈયતમાં કેળવણીનો પ્રચાર કર-

વાની જરૂરીયાત જાણી અને અજ્ઞાન નિવારણ યજ્ઞ આરંભ્યો. પુખ્ત ઉંમરના, વિશ્વાસ પાત્ર અને મહેનતુ—વખત આવ્યે હાથમાં કોદાળી અને પાવડો લઇ નવા રસ્તા બનાવે, જૂના રસ્તાનો જીર્ણોધ્ધાર કરે, ગામનો ગંદવાડ સાફ કરવા મંડી પડે અને રૈયત તથા જમીનદારો વચ્ચેના વ્યવહારમાં રૈયતને ખરો માર્ગ દર્શાવે એવા સ્વયંસેવકોની દેશ પાસે ગાંધીજીએ માગણી કરી; અને હિંદભરમાંથી સેંકડો સ્ત્રી પુરૂષો એમની પડખે જઇ ઉભા.

કેળવણી પ્રચારના કાર્યમાં નીલવરો મદદ કરે એવી ગાંધીજીની ઇચ્છા હતી. તમામ કોઠીઓ પોત પોતાનાં ગામોમાં એક અથવા વધારે નિશાળ ખોલે તો ઠીક એમ ધારી એ સંબંધે એમણે યત્ન કર્યો, પણ કોઠીવાળા તેમાં સમ્મત ન થયા. છેવટે નીલવરો જગ્યા ન આપે તો બીજી સગવડ પડતી જગ્યાએ પાઠશાળા ખોલવાની યોજના કરી; અને મોતિહારીથી લગભગ ૨૦ માઇલ ઉપર આવેલા બડહરવા લખનસેન ગામમાં ત્યાંના સજ્જન બાબુ શિવગુલામલાલના એક સરસ મકાનમાં ગાંધીજીના હસ્તે પહેલ વહેલી પાઠશાળા ખુલ્લી મુકાઇ. બીજી પાઠશાળા ભિતહરવા ગામમાં એક ન્હાના મંદિરના બાવાજીની મદદથી મંદિરખાતાની થોડી ધર્માદા જમીનમાં ઝુંપડું ઉભુ કરી શરૂ કરી. ત્યાં પૂજ્ય કસ્તુરબા શ્રી. સોમન, પુરોહિત અને ડો. દેવ વિગેરે રહેવા લાગ્યા.

આ શાળામાં સગવડ ઓછામાં ઓછી હતી અને તરાઇની વધારે પાસે હોવાથી ત્યાં ઠંડી વધારેમાં વધારે પડતી હતી. આ શારીરીક અગવડો ઉપરાંત ત્યાંની પાસેની કોઠીવાળો એમેન સાહેબ બધા નીલવરોમાં ખરાબ ગણાતો. કસ્તુરબા ગામમાં ફરવાનું તથા દવા આપવાનું કામ કરતા, તે આ નીલવરથી સહ્યું ન ગયું.

"ઉઘાડે પગે ફરી, કપડાંની સાદાઇ રાખી લોકોમાં અંધશ્રદ્ધા પેદા કરી લાભ ઉઠાવવા માગે છે એટલું જ નહિ, પણ મિસિસ ગાંધી લોકોને ઉશ્કેરણી કરવાનું પોતાના પતિનું કામ જારી રાખે છે" વિગેરે ન છાજે એવી ટીકાઓ નીલવરે વર્તમાન પત્રોમાં કરી.

રાજકીય બાબતોથી કેવળ અલિપ્ત, કેવળ ભૂતદયાથી પ્રેરાઇને જ રોગીઓને દવા આપવાનું કામ કરનારાં, દેહાતી ભાષા તો બોલી પણ ન જાણે અને હિન્દુસ્તાની પણ ભાંગ્યું તૂટ્યું બોલે એવાં, તથા જે આક્ષેપો વર્તમાનપત્રોમાં કર્યા એ આક્ષેપો વિષે કોઇના ગુજરાતીમાં સમજાવ્યા વિના જાણી પણ ન શકે એટલા થોડા અક્ષર જ્ઞાનવાળાં બા એ શિષ્ટાચાર શૂન્ય નીલવરને લોકોમાં ઉશ્કેરણી કરનારાં લાગ્યા !

એક વખત કસ્તુરબા ગામડામાં ફરવા ગયેલા અને આવીને જુએ છે તો પોતાને રહેવાનું તથા જેમાં પોતાની શાળા ચલાવતા હતા તે ઝુંપડું બળી ગયેલું અને તેને સ્થળે રાખ સિવાય બીજું કાંઇ નામ નિશાન નહિ રહેલું. કામમાં અડચણ નાખવાના હેતુથી કોઇ દ્વેષીએ આગ લગાડી હશે એમાં સંશય ન હતો. કસ્તુરબા અને શ્રી. સોમનનો તો આગ્રહ જ હતો કે શાળા એક દિવસ પણ બંધ ન રહે. આખી રાત જાગીને પરાળ અને વાંસ મંગાવી હતું તેવું ઝુંપડું ઉભું કરી દીધું. આવા તેમનાં આગ્રહી અને ટેકી સ્વભાવે ચંપારણ્યના કામ કરનારાં અને સ્વયંસેવકોમાં તેમને વિષે ભારે છાપ બેસાડી.

ભીતિહરવાની પાસે જ એક નાનકડું ગામડું આવેલું છે. ગાંધીજી ફરતાં ફરતાં એ ગામડામાં ગયા. ત્યાં કેટલીક બહેનોનાં કપડા બહુ મેલાં જોવામાં આવ્યા. આ બહે-

નોને કપડાં ધોવા બદલવાનું સમજાવવાનું ગાંધીજીએ કસ્તુરબાને સૂચવ્યું. કસ્તુરબાને એ બહેનોએ પોતાના દારિદ્રની વાત કરી.

"તમે જુઓ, અહીં કંઇ પેટી કબાટ નથી કે જેમાં કપડાં હોય." એક બહેન બાને પોતાની ઝુંપડીમાં લઇ ગઇ ને બોલી. "મારી પાસે આ પહેરી છે તે જ સાડી છે. તેને હું કઇ રીતે ધોઇ શકું ? મહાત્માજીને કહો કે તે કપડાં અપાવે એટલે હું રોજ નાહવા ને રોજ કપડાં બદલવા તૈયાર થઇશ."

બાએ ગાંધીજીને સર્વ વાતથી વાકેફ કર્યા અને હિન્દ મૈયાની આ અવસ્થાથી મહાત્માજીનું હૃદય કકળી ઉઠયું.



ગુજરાત હિન્દુસ્તાનની લીલીવાડી ગણાય છે. તેમાં યે વળી ચરોતરનો પ્રદેશ અતિશય ફળદ્રુપ અને રસાળ છે. ચરોતરમાં ગણાતા આણુંદ, બોરસદ અને નડીયાદ તાલુકાની તંબાકુ ઘણી વખણાય છે અને તે હિન્દુસ્તાનમાં જ નહિ, પણ દૂર દેશાવરોમાં પણ જાય છે.

ખેડુતોના ખંત અને મહેનતથી ઉદભવેલા આ સુંદર ઉપવન સમા પ્રદેશપર પણ કાળનો કારમો પંજો અવાર નવાર પ્રસર્યા વગર રહ્યો નથી. છપ્પનીયાના દુકાળમાં સેંકડો માણસો અને હજારો ઢોર આ જીલ્લામાં ભૂખે મરી ગયા. અને એ પછી તો ત્રણ ચાર વર્ષે એક નબળું વર્ષ આવતું જ ગયું; અને ખેડુત વર્ગ વિનાશના માર્ગે આગેકુચ કરી રહ્યો.

છપ્પનીયાથી કંઇક ઓછા આકરા અડસઠીઆ દુકાળે ઢોરનો ઘાણ કાઢી નાખ્યો અને ખેડુતો દેવામાં ડુબી ગયા. આ પહેલાં અને પછી વરસાદની ઉણપ કે અનિયમિતતાને લીધે ખેતી ભાગ્યે જ પૂરેપુરી પાકતી હતી.

ખેડા જીલ્લામાં સાધારણ રીતે પચીસથી ત્રીસ ઇંચ વરસાદ પડે છે, પણ સંવત ૧૯૭૩ ના ચોમાસામાં સીત્તેર ઇંચ પાણી પડ્યું. પરિણામે ચોમાસુ પાક નિષ્ફળ નિવડ્યો. આગોતર વાવેતરવાળાને ડુંડાંમાં અનાજના કણ ભરાયા પણ વરસાદના સતત મારાથી ડુંડા અને રાડાં કોહી ગયા. તે પછી વરસાદ ચાલું રહ્યો તેથી કેટલાક ખેડુતોએ ફરી વાવેતર કર્યાં; પણ આ લોકોને ઇશ્વરે યારી આપી નહિ. વરસાદ લગભગ દશેરા સુધી ધોધમાર પડયા જ કર્યો, એટલે બીજી વખતની મહેનત પણ મોટે ભાગે રદ થઇ ગઇ.

ખેડુતોના કમભાગ્યની કહાણી આટલેથી જ ન અટકી ભારે વરસાદના નુકસાન છતાં પણ જે કંઇ થોડો ઘણો છુટો છવાયો પાક ઉભો હતો તેમાં પણ અનેક પ્રકારના રોગ પડયાં અને ખેતરોમાં ભુરા ઉંદરના ઉપદ્રવે પાકનો સમૂળો અંત આણ્યો.

આ વખતે જ લગભગ આખા યે જીલ્લામાં પ્લેગનો ઉપદ્રવ હતો. લોકોનાં દુ:ખની હદ નહોતી. પાક નિષ્ફળ ગયો હતો; બીઆરૂ, વાવેતર અને મજુરી માથે પડયા હતા. આવા ત્રાસમાં જમીન મહેસુલ લોકોના મનમાં ખૂબ જ ડંખી રહ્યું.

સાધારણ રિવાજ પ્રમાણે વરસાદ ન હોય ત્યારે સરકારની આંખ ઉઘડે, તેમ લોકો પણ અનુભવથી જાણે કે સૂકા કાળમાં સરકાર રાહત આપવા બંધાયેલ છે. પણ આ વર્ષમાં સૂકા કાળ કરતાં લોકોની મુશ્કેલી અને નુકશાની ઓછા ન હતા.

આ સમયે જ 'હોમરૂલ'નો પવન વાતો હતો. ગામોગામ 'હોમરૂલ'ની શાખાઓ સ્થપાતી હતી. ગાંધીજીની સૂચનાથી 'મોન્ટેગ્યુ પિટીશન–હિન્દી મહાસભા અને મુસ્લીમ લીગે લખનૌમાં ૧૯૧૬ માં સુધારાની યોજના તૈયાર કરી હતી તે અમલમાં

મુકવાની અરજી ઉપર સહીઓ કરવાનું કામ ચાલતું હતું અને ગુ જ રા ત સભાના ઉત્સાહી સભ્યોના પ્રતિનિધિ મંડળો ઉંઘતી પ્રજાને કુંભકર્ણની નિદ્રા તજીને જાગૃત કરવા ગામેગામ ઢંઢોળવા ફરતા હતા. આવા સમયમાં જ આ લડત–ખેડા સત્યાગ્રહનો પ્રારંભ થયો.

પાકના આનાવારી આંકડા મહેસુલી અમલદારો એકતરફી કરવા લાગ્યા; અને જીલ્લા કલેકટરોએ આનાવારી આંકડા મંગાવી જમીન મહેસુલ વસુલ કરવા તાકીદના હુકમ કાઢયા સખ્તાઈના ઉપાયો લેવા માંડયા.

લોકોને ત્યાં રાંધ્યા ધાન રહ્યાં. સ્ત્રી વર્ગની રૂબરૂમાં નઠારી ગાળોનો વરસાદ વરસી રહ્યો. 'ઘર વેચો, ઘરેણું વેચો, જમીન વેચો, ઢોર વેચો, છેવટે બૈરી છોકરાં વેચો પણ સરકારના પૈસા ભરો'ના આકળા વેણો સંભળાઇ રહ્યા.

આવા સંકટો અને આવી ચીંથરેહાલ હાલતમાં પણ અમલદારોએ 'અવરડે' અને વોરલોનમાં પૈસા કઢાવી ગામ લોકોને રાજભક્તિમાં પાછા પડવા દીધા નહિ.

કસ્તુરબા આ લડતમાં એકલા ઝઝુમવા લાગ્યા. તાપ અને થાકનો લેશ પણ વિચાર કર્યા વગર ખેડા જીલ્લાના ગામોની મુલાકાત લેવા લાગ્યા.

તોરણા ગામમાં મામલતદારે હલ્લા હલ્લી કરી તેવીસ ઘેર જપ્તીઓ કરી, તેમાં તેમણે સ્ત્રીઓના દાગીના, હુક્કા, દેગડાં, ઘડા, દુઝણી ભેંસો વિગેરે જપ્તીમાં લીધા. આ ખબર કસ્તુરબાને પડયા, અને તુરત જ તેઓ તોરણા વાસીઓને તેમના દુઃખમાં આશ્વાસન આપવા દોડી ગયા. એમના આગમનથી લોકોના આનં-

દનો પાર રહ્યો નહિ. અને સ્ત્રીઓએ ખરેખર ફૂલોનો વરસાદ વરસાવ્યો.

"આપણા પુરૂષોએ સત્યની ખાતર સરકાર સાથે જે લડત ઉપાડી છે તેમાં આપણે તેમને ઉત્સાહ આપવો જોઇએ." સ્ત્રીપુરૂષોની ભારે મેદની સમક્ષ કસ્તુરબાએ લડતનો મર્મ અને ધર્મ સમજાવતા કહ્યું. સરકાર જે દુઃખ દે છે તે સહન કરવું; આપણો માલ ઉઠાવી જવા તેમનો વિચાર થાય તો તેમને લઇ જવા દેવો. આપણી જમીન ખુંચવી લે તો જમીન જવા દેવી. પણ સરકારને એક પૈસો આપીને જુઠા બનવું નહિ. કારણ રૈયત સરકારને કહે છે કે પાક નથી, તો સરકારે તે માનવું જોઇએ છતાં ન માનતાં તે દુઃખ દે તો દુઃખ ખમવું. પણ આપણી પ્રતિજ્ઞા પરથી ખસી જવું ન જોઇએ. સરકારી નોકરથી ડરવું નહિ પણ ધીરજ રાખવી. અને આપણા ભાઇઓ, પતિઓ અને છોકરાંઓને હિંમત આપવી."

કસ્તુરબાના ઉત્સાહ અને પ્રેરણાદાયક પ્રવચનથી સભાજનોમાં જોમ અને જોર પ્રગટયા; અને કેટલીક બહાદુર સ્ત્રીઓએ તેમને વચન આપ્યાં કેઃ—

"જ્યારે તમે અમારે માટે આટલાં આટલાં દુઃખ વેઠો છો; તો પછી અમે શા માટે ડરી જઇએ? અમે હિંમત રાખીશું અને સરકારને પૈસા આપવા દેશું નહિ."

પ્રથમના દિવસોમાં લોકોમાં હિંમત ખૂબ જોવામાં આવી. સરકારનાં પગલાં મોળાં હતાં. પણ જેમ જેમ લોકોમાં દ્રઢતા વધતી ગઇ તેમ તેમ સરકારે મજબૂત પગલા ભરવા માંડયા. જપ્તીદારે લોકોના ઢોર વેચ્યા. ઘરમાંથી ગમે તે માલ ઘસડી ગયા. ચોથાઇની નોટીસ નીકળી. એક ગામનો તો આખો માલ

જપ્ત થયો. લોકોમાં ગભરાટ છુટયો. કેટલાકે મહેસુલ ભર્યું. બીજા કેટલાંક અમલદારો પોતાનો માલ જપ્ત કરી મહેસુલ વસુલ લે તો છુટયા એમ ઇચ્છવા લાગ્યા.

સરકાર વિચારમાં પડી હતી. કેટલાક લોકો થાકયા હતા. મક્કમ રહેલાને છેવટ સુધી ખુવાર કરવા દેવામાં ગાંધીજીને સંકોચ થતો હતો. સત્યાગ્રહીને શોભે તેવો અંત લાવવાનો યોગ્ય માર્ગ મળે તો તે લેવા તરફ ગાંધીજીનું વલણ હતું, અને એવો ઉપાય અણધાર્યો આવી પડયો. નડિયાદ તાલુકાના મામલતદારે કહેણ મોકલ્યું: "જો સ્થિતિવાળા પાટીદારો મહેસુલ ભરી દે તો ગરીબનું મુલત્વી રહે." આની ગાંધીજીએ લેખિત કબુલત માગી. કલેકટરે મામલતદારના કહેવા મુજબ હુકમ કાઢયો, અને ખેડા સત્યાગ્રહની સમાપ્તિ થઇ.

ખેડાની લડતે ગુજરાતના ખેડુતોમાં જાગૃતિ આણી. ગામડાની આશક્તિનું માપ નીકળ્યું અને ગામડામાં રાજદ્વારી કેળવણીની ખરી શરૂઆત થઇ.



શાંત સેવા વૃત્તિ, મૂંગી સહન શક્તિ અને શ્રદ્ધાભર્યા સહચારની સાક્ષાત્મૂર્તિ સમા કસ્તુરબા હતા. ત્યાગ અને સેવા પરાયણતા, અથાગ પરિશ્રમ અને પાર વિનાની સહનશીલતા અને એ બધાયમાં તરી આવતી કુશળતા બાની હરેક નાની મોટી પ્રવૃત્તિમાં દ્રષ્ટિએ પડતી હતી.

પોતાના ખોરાક અને શરીરની સાથે ગાંધીજીએ સતત રીતે અખતરાઓ અજમાવ્યા છે. દુધ માંસવાળો ખોરાક છે એમ ગણીને તે પોતાના ખોરાકમાંથી કાઢી નાખવાના ઇરાદાથી ગાંધીજીના બધા પ્રયોગો શરૂ થયા.

વધારેમાં વધારે દુધ મેળવી લેવાના આશયથી ગાયો

અને ભેંસો પર કેવા અત્યાચારો ગુજારવામાં આવે છે, તેનો જ્યારે ગાંધીજીને ખ્યાલ આવ્યો ત્યારે દુધ છોડી દેવાનો એમનો સિધ્ધાંત દ્દઢ થયો. ફળાહારની જગ્યાએ ભારી ખોરાક લેવાની એમની પ્રથાએ એમના શરીર પર બહુ ખરાબ અસર કરી.

યુરોપ–એશિયાને આવરી રહેલું યુધ્ધ પુર જોશમાં ચાલી રહ્યું હતું. બ્રિટિશ સામ્રાજ્યોમાં નાગરિક હક્ક મેળવવાની લડત ચલાવવી ત્યારે એ જ સામ્રાજ્યને આપત્તિ વખતે સહાય આપવાની પોતાની ફરજ છે એમ વિચારી ગાંધીજીએ લશ્કરની ભરતીમાં સહાય કરવાની સરકારને પોતાની ઇચ્છા દર્શાવી. સરકારે એ ઇચ્છા માન્ય રાખી અને ગાંધીજીએ ખેડા જીલ્લામાં ભરતી કરવાની પ્રવૃત્તિ આદરી. ઉન્હાળાના સખ્ત તાપમાં ગામે ગામ ફરવાથી અને ઠેરઠેર ભાષણો કરવાથી એમનું શરીર બહુ જ નબળું પડી ગયું. તેમાં ખાવામાં કંઇક ફેરફાર થતા એ વધુ માંદા થઇ પડયા.

વાત એમ બની કે આ વખતે ગાંધીજીનો ખોરાક મોટે ભાગે ભુંજેલી અને ખાંડેલી મગફળી અને ગોળ, કેળાં વગેરે ફળ, બે ત્રણ લીંબુનું પાણી—આટલો હતો. પણ મગફળી વધારે પ્રમાણમાં ખવાઇ તેથી ગાંધીજીને સહેજ મરડો થયો પણ એને એમણે ગણકાર્યો નહિ.

બીજે દિવસે કંઇક તહેવાર હતો. બપોરના જમવાની ગાંધીજીએ ના કહી પણ કસ્તુરબાને એમ કે આગલે દિવસે ખાધું નથી તે થોડું ખાય તો ઠીક. ગાંધીજી દુધ, ઘી છાસ કંઇ લેતા ન હતા, એટલે ભરડેલા ઘઉંની તેલમાં લાપશી બનાવી હતી; અને આખા મગ ગાંધીજી માટે ખાસ રાખ્યા હતા, ગાંધીજી કસ્તુરબાનું મન રાખવા અને થોડું ખાવાની ઇચ્છાથી જમવા ઉઠયા. તેમનાથી સહેજ વધારે

ખવાયું. ખાધાને એક કલાક પણ નહિ થયો હોય ત્યાં તો સખ્ત મરડો ઉપડી આવ્યો.

ગાંધીજીને એજ દિવસે સાંજે નડિયાદ જવાનું હતું. દરદને ગણકાર્યા વિના સાબરમતી સ્ટેશન સુધી એ ચાલતા ગયા. અમદાવાદ સ્ટેશને સરદાર વલ્લભભાઇ અને બીજા મિત્રો સાથે થયા.

નડિયાદ સ્ટેશનેથી ચાલતાં માંડમાંડ ગાંધીજી ઉતારા ભેળા થયા. આંકડી વધતી જ જતી હતી. પાયખાનાની હાજત પા પા કલાકે થવા લાગી. ન છુટકે પોતાનો વ્યાધિ મિત્રોને જણાવ્યો. બધા એકદમ ગભરાઇ ગયા.

ચોવીસ કલાકમાં ત્રીશ ચાલીશ હાજત થઇ. ખાવાનું તદ્દન બંધ જ હતું. વજ્ર જેવું શરીર ગારા જેવું થઇ ગયું, શકિત સાવ હણાઇ ગઇ. તાવ આવ્યો અને બેશુધ્ધિ પણ આવી મિત્રો ગભરાયા. ડાકટરો દોડતા આવ્યા, પણ જે દરદી તેમનું માને નહિ તેને સારૂ તેઓ શું કરી શકે ?

શેઠ અંબાલાલ એને તેમના ધર્મપત્ની નડિયાદ આવ્યા. સાથીઓની સાથે મસલત કરી ગાંધીજીને તેઓ તેમના મીરઝાપુરને બંગલે ઘણી જ સંભાળપૂર્વક લઇ ગયાં.

ઉત્તમ સારવાર છતાં શરીર ક્ષીણ થતું ચાલ્યું. મંદવાડ સારી પેઠે લંબાશે અને માંદગીના બિછાનાથી નહિ ઉઠી શકાય એમ એમને લાગ્યું. આશ્રમમાં લઇ જવાને તેમણે વિનવ્યા. અતિશય આગ્રહ જોઇને ગાંધીજીને આશ્રમમાં લઇ જવામાં આવ્યા.

પાણીના ઉપચાર ચાલુ રાખીને ગાંધીજી દેહ ટકાવી રહ્યા હતા. દરદ શમ્યું પણ શરીર કેમે ભરાઇ શકયું નહિ. વૈદ મિત્રો

અને ડાકટર મિત્રો અનેક પ્રકારની સલાહ આપતા પણ ગાંધીજી કંઇ દવા પીવાને તૈયાર ન થયા. એ મહામિત્રોએ દુધનો બાધ હોય તો માંસનો સેરવો લેવાની ભલામણ કરી અને ઔષધિ તરીકે માંસાદિ ગમે તે વસ્તુ લઇ શકાય એવાં આયુર્વેદનાં પ્રમાણ ટાંકયાં. પણ ખાદ્યા ખાદ્યનો નિર્ણય ગાંધીજી માટે કેવળ શાસ્ત્રોના શ્લોકોની ઉપર આધાર નહોતો રાખતો. પણ એમના જીવન સાથે સ્વતંત્ર રીતે ઘડાયેલો હતો. ગમે તે ખાઇને અને ગમે તે ઉપચારથી જીવવાનો એમને મુદ્દલ લોભ નહોતો.

આમ ગાંધીજીની માંદગી વધતી ગઇ. કુદરતી ઉપચારો ચાલુ રાખ્યા. અને ધીમે ધીમે દર્દ શમવા લાગ્યું. માથેરાન જવાથી શરીર ઝટ વળશે એવી સલાહ મળતાં ગાંધીજી માથેરાન ગયા. પણ ત્યાંનું પાણી ભારે હોવાથી એમને ત્યાં રહેવાનું મુશ્કેલ થઇ પડયું, અને મુંબઇ આવ્યા. ડાકટર દલાલે તેમની તબીયત તપાસી.

"તમે દુધ ન લો ત્યાં લગી તમારૂં શરીર હું વાળી નહિ શકું." ડાકટર દલાલે ગાંધીજીના દર્દની ચિકિત્સા કરી પોતાનો ઇલાજ ચાલુ કરવાનું શરૂ કરતાં પહેલાં કહ્યું. "તે વાળવાને સારૂ તમારે દુધ લેવું જોઇએ અને લોખંડને સોમલની પિચકારી લેવી જોઇએ. આટલું કરો તો તમારૂં શરીર બરોબર ફરી બાંધવાની હું ગેરંટી આપું."

"પિચકારી આપો, પણ દુધ હું ન લઉં.' ગાંધીજીએ જવાબ વાળ્યો.

"તમારી દુધની પ્રતિજ્ઞા શી છે ?" ડાકટરે પૂછ્યું.

'ગાય ભેંસ ઉપર ફુક્કાની ક્રિયા થાય છે એ જાણ્યા પછી દૂધની ઉપર મને તિરસ્કાર થયો, ને તે મનુષ્યનો ખોરાક નથી

એમ તો હું સહાય માનતો, એટલે મેં દૂધનો ત્યાગ કર્યો."

"ત્યારે તો બકરીનું દુધ લેવાય," ગાંધીજીના ખાટલાની પાસે જ ઉભેલા કસ્તુરબા વચ્ચે બોલી ઉઠયાં.

"બકરીનું દુધ લો એટલે મારૂં કામ પત્યું." પોતાને ગમતી વાત થઈ એટલે ઉત્સાહમાં આવી જઇ ડાકટર બોલ્યા.

ગાંધીજીએ કસ્તુરબા અને ડાકટરની સલાહને માન્ય રાખી. કસ્તુરબાની કુશળતાએ ગાંધીજીને મુગ્ધ કર્યા એટલુંજ નહિ પરંતુ પરાધીન હિન્દને સ્વાતંત્ર્ય સંપાદન કરવામાં એ રીતે અપૂર્વ દેશ સેવા કરી.



"સ્વરાજ એ મારો જન્મસિધ્ધ હકક છે" નો મંત્ર રટતાં રટતાં તિલક મહારાજે નશ્વર દેહ તજયો ત્યારે ગાંધીજી એમની પથારી પાસે હતા. લોકમાન્યે છેલ્લો શ્વાસ લીધો અને જાણે ગાંધીજીને આદેશ કર્યો: "મારૂં આદરેલું સ્વરાજ્ય સ્થાપવાનું કાર્ય હવે તમારે પુરૂં કરવાનું છે."

જલિયાંવાલાનો હત્યાકાંડ અને ખિલાફતનો અન્યાય દેશને ડંખી રહ્યો હતો. ગાંધીજી જનતાનું દિલ ઓળખી ગયા હતા. ન્યાય મેળવવાને એ અધિરા બન્યા અને સરકારને મહાત કરવાનું કોઇ અમોઘ શસ્ત્ર શોધવા લાગ્યા.

"લોકમાન્યનું અધુરૂં રહેલું સ્વરાજ કાર્ય ચાલો આપણે પુરૂં કરીએ અને તેમના આત્માને શાંતિ આપીએ" ગાંધીજીએ તિલક મહારાજને નામે દેશને હાકલ કરી. પરદેશી કાપડના બહિષ્કાર, સરકારને સાથ ન આપવાની, સરકારી નોકરીઓને લાત મારવાની, સરકારી શાળાઓ, કોલેજો, ધારાસભાઓ, માનચાંદ, વકીલાત, ઇનામ અકરામ બધું ફગાવી દેવાની અને

સરકાર સાથે સંપુર્ણ અસહકાર કરવાની દેશને સલાહ આપી; અને સાથો સાથ અહિંસા અને શાંતિ રાખવાનો આદેશ આપ્યો; અને અલીભાઈઓ સાથે અસહકારનો પ્રચાર કરવા નિકળી પડયા. મહાસભાના કલકત્તા અધિવેશનમાં અસહકારના ઠરાવને બહાલ કરાવ્યો.

હિન્દભરમાં સ્વરાજ આંદોલનોનાં મોજાં ઉછળવા લાગ્યાં. સેંકડો શિક્ષકો તથા હજારો વિદ્યાર્થીઓએ શાળા છોડી અને ગાંધીજીના ઝંડા નીચે આવી ઉભા. મોટા મોટા આગેવાનો આગળ આવ્યા અને સરકારના મહેમાન બનવા લાગ્યા. નાના મોટા વીશ હઝાર માણસો કેદમાં પૂરાયા. દેશમાં જાણે ઉથલ-પાથલ થવાની ઘડી આવી પહોંચી.

અસહકાર યુગના એ સમયે ગાંધીજી દેશને એક છેડેથી બીજે છેડે ઘુમવા લાગ્યા અને સરકારને જરા કે નમતુ ન આપવાની સલાહ આપવા લાગ્યા. 'યંગ ઇન્ડિયા' અને 'નવજીવન'માં 'અસંતોષના ગુણ' 'રાજદ્રોહ,' 'વાઇસરાયની મુંઝવણ,' 'હુંકાર,' જો હું પકડાઉં,' 'લાલાજીના આક્ષેપ.' 'મધ્ય પ્રાંતમાં સખ્તી,' 'અસ્વીકાર્ય,' 'માફી પત્રોની ખોળમાં,' 'પંજાબના મુકદમા' અને 'મુસલમાન ભાઇઓને' વિગેરે તેજસ્વી ભાષામાં પણ નમ્રતાથી નીતરતાં લેખો લખ્યા. એ લેખો જાહેરમાં અશાંતિ અને ના. શહેનશાહના રાજ્ય તરફ તથા આ દેશમાં સ્થાપન થયેલી કાયદેસરની સત્તા સામે લાગણી ઉશ્કેરનારા હોવાનું સરકારને લાગ્યું.

૧૯૨૨ ના માર્ચ મહિનાની તા. ૧૦ મીની એ રાત હતી. અમદાવાદના સત્યાગ્રહાશ્રમમાં સુવાની તૈયારી થઇ રહી હતી

ત્યારે પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મી. હેલીની મોટર આંબલીના ઘટાદાર ઝાડ નીચે આવી ઉભી.

"ગાંધીજીને હું લેવા આવ્યો છું." અનસુયા બહેન સાથે હેલીએ ગાંધીને કહેવરાવ્યું.

બે ધાબળા અને પાંચ પુસ્તકો લઇને ગાંધીજી જેલ જવાને તૈયાર થઇ ગયા. 'વૈષ્ણવજન'નું પ્રિય ભજન ગવાયું. એક પછી એક સૌને મળ્યા. બધાની આંખમાં પ્રેમનાં આંસુ તરી આવ્યા. એક વીરાંગનાને છાજે તેમ પોતાના હૃદયના ભાવને છૂપાવીને કસ્તુરબાએ ગાંધીજીને વિદાય આપી.

શાહીબાગમાં નવા જ ચણાયેલા સરકીટ હાઉસમાં સેશન્સ જજ મી. બ્રુમ ફીલ્ડે કેસ ચલાવ્યો. અને ગાંધીજીએ પોતાનો ઐતિહાસિક એકરાર રજુ કર્યો:—

"બ્રિટિશ હિન્દમાં કાયદાથી સ્થપાયેલી સરકાર ગરીબ આમ પ્રજાને ચૂસવાની ખાતર જ ચલાવવામાં આવે છે. આજે હિન્દના ગામડાઓ પોતાના બોલતા ચાલતા હાડપીંજરોથી નરી આંખને પણ જે પુરાવો આપી રહેલ છે તેને વિતંડાવાદથી કે આંકડા અહેવાલોના ચાહે તેવા માયાવી કોષ્ટકોથી ઉડાવી શકાય તેમ નથી. મારા મનને તો છાંટાભાર શક નથી કે ઇશ્વર જેવો કોઇ માલીક કોઇ દુનિયાને માથે હોય તો તેના દરબારમાં ઇંગ્લંડને તેમજ હિન્દુસ્તાનના આ બધા શહેરોમાં વસનારાઓને-બેઉને આ ગુન્હાને માટે ઇતિહાસમાં કદાચ જેની જોડ ન મળી શકે એવા આ માનવજાતિ સામેના ગુન્હાને માટે જવાબ દેવો પડશે."

અને સેશન્સ જજે 'તમારા કરોડો દેશબંધુઓની નજરમાં તમે મહાન દેશભક્ત છો. મહાન નેતા છો એ વાત પણ મારાથી

ભૂલાય તેમ નથી' વિગેરે શબ્દોથી પોતાની અંજલી અર્પી ગાંધીજીને દરેક ગુન્હા માટે બબ્બે વર્ષની આસાન કેદ એટલે કે બધી મળીને ૭ વર્ષની આસાન કેદની સજા ફરમાવી. ગાંધીજી કોર્ટ બહાર આવ્યા, મોટરમાં બેઠા, મોટર જેલના રસ્તા તરફ વળી અને 'મહાત્મા ગાંધીજીની જય'ના પોકારોથી આકાશ ગાજી ઉઠ્યું.

૭ ૭ વર્ષની કેદની સજા ગાંધીજીને થવાના કારમા સમાચારથી સારોયે દેશ કકળી ઉઠ્યો પણ એક ક્ષત્રિયાણીને શોભે એવી અડગ ધીરજ ધારી કસ્તુરબાએ દેશને વીરતાભર્યો સંદેશો પાઠવ્યો:—

"મારા વહાલા દેશબન્ધુઓ અને બહેનો."

મારા પતિને આજે ૭ વર્ષની આસાન કેદની સજા થઇ છે. આ ભારે સજાથી હું કંઇક અસ્થિર-બેચેન બની છું એનો મૂક્ત કંઠે સ્વીકાર કરૂં છું. પણ મેં એ વિચારથી સાંત્વન મેળવ્યું છે કે એ ભારે સજા કમી કરવાનું તેમજ સજાની મુદત પુરી થાય એ પહેલાં જ આપણા પોતાના જ યત્ન અને શ્રમથી તેમને કારાવાસ મૂક્ત કરવાનું કાર્ય આપણી શકિત બહારનું નથી.

મને રતિભાર શંકા નથી કે જો હિન્દ જાગૃત થાય અને મહાસભાના રચનાત્મક કાર્યક્રમને ગંભીરતાપૂર્વક અપનાવી લે તો આપણે તેમને કારાવાસ મૂકત કરવામાં જ નહિ પણ આપણે છેલ્લા અઢાર મહિનાથી કે વધુ સમયથી જે પ્રશ્નના ઉકેલ માટે લડત ચલાવીએ છીએ અને સહન કરી રહ્યાં છીએ એનો સંતોષ પૂર્વક ઉકેલ કરવામાં આપણે સફળતા મેળવીશું.

આ સફળતા મેળવવી એ આપણા હાથની જ વાત છે. જો આપણે નિષ્ફળ નીવડશું તો એમાં આપણો જ દોષ હશે.

અને એથી જ હું મારા દુઃખમાં દિલસોજી ધરાવનારા અને મારા પતિ પ્રત્યે પ્રેમ ધરાવનારા સર્વ સ્ત્રી પુરૂષોને પુરતું ધ્યાન આપીને–રાતદિવસ રચ્યાપચ્યા રહીને રચનાત્મક કાર્યક્રમને સફળ બનાવવાને વિનંતિ કરૂં છું.

રચનાત્મક કાર્યક્રમમાં ચરખો ચલાવવો અને ખાદી ઉત્પન્ન કરવી મુખ્ય છે. આ કાર્યક્રમમાં આપણને મળનાર સફળતાથી જ જન સમૂહને સ્પર્શતા હિન્દના આર્થિક પ્રશ્નનો ઉકેલ આવશે એટલું જ નહિ પરંતુ આંપણને સદૈવ સાલતી આપણી રાજકીય પરાધીનતામાંથી મૂકિત યે મળશે. ગાંધીજીને થયેલ ભારે સજાનો ત્યારે પહેલોજ પ્રત્યુત્તર એ હશે કે–

(૧) બધાય સ્ત્રી પુરૂષો પરદેશી કાપડ પહેરવું છોડી દેશે અને પોતે ખાદી પહેરશે અને બીજાને પહેરવાને સમજાવશે.

(૨) બધીયે સ્ત્રીઓ હંમેશાં રેંટીયો ફેરવવાને અને સુતર કાંતવાને પોતાની ધાર્મિક ફરજ બનાવશે અને બીજાને પણ તેમ કરવાને સમજાવશે.

(૩) બધાય વેપારીઓ પરદેશી કાપડનો વેપાર કરવો બંધ કરશે.'

આ સંદેશની સારા યે દેશપર વિદ્યુત અસર થઇ, ઠેરઠેર પરદેશી કાપડની હોળીઓ થવા લાગી, ઘેરઘેર રેંટીયા ગુંજવા લાગ્યા અને લોકો સ્વચ્છ શુધ્ધ ખાદીના પોષાક પહેરવા લાગ્યા.



ઉંચો રોનકદાર દરવાજો. તેની બહાર ચાર પાંચ કદમનો પાકો પગથાર. યાર્ડના એ વિભાગમાં જવા માટે એ બાજુએ ચુનાની સફેદ પટીથી શોભતી પાકી પગથી. પગથીની બન્ને બાંજુએ ગોઠવેલા કુંડામાં ઝુકતી વનસ્પતી. યાર્ડના બન્ને

વિભાગમાં વીસ વીસ ઓરડીઓ. ઓરડી અને દિવાલ વચ્ચે ઝાડ અને વેલા. કોઇ ઠેકાણે ચોમાસામાં ફૂલ રોપવાને બનાવેલા સરસ ક્યારાઓ. કોઇ ઠેકાણે જંગલના જેવી અણખેડી જમીન અને ભુખરૂં ઘાસ, બાગ અને જંગલની સુંદરતા. કેળ, પપૈયાં અને સીતાફળીથી લચતો બગીચો. લીંબડા, આંબા અને જાંબુડાની ઘટાથી શોભતા આ યરોડા જેલના યુરોપીયન યાર્ડમાં લોકમાન્ય તિલક મહારાજને સને ૧૮૯૮માં જે ઓરડીમાં રાખવામાં આવ્યા હતા, એ જ ઓરડીમાં ગાંધીજીને રાખવામાં આવ્યા હતા.

અબ્દુલગની નામના એક કેદીને ખાસ વર્ગમાં દાખલ કરીને ગાંધીજીની પડખેની ઓરડીમાં રાખવામાં આવ્યો હતો. યુરોપીયનોનો ખોરાક મળતો હતો. છતાંય એણે ગોસ્ત ખાવું છોડી દીધું હતું. નવા આહારની યાદી ગાંધીજીની સલાહ લઇ એણે તૈયાર કરીને રીતસર જેલ સુપ્રીન્ટેન્ડન્ટને મોકલી આપી.

"ખાસ વર્ગના નિયમ પ્રમાણે કેદીઓના ખોરાક પર સરકારને એક પાઇ પણ વધારે ખર્ચવાની છે જ નહિ તેથી યુરોપીયનોના ધોરણ પ્રમાણે તમારા ખોરાકની જેટલી કિંમત થતી હોય તેની હદમાંજ રહીને તમને જે જોઇશે તે આપી શકાશે. વધારે જોઇએ તે તમે તમારા પૈસામાંથી મંગાવી શકશો. જેલ સુપ્રિન્ટેન્ડન્ટે ગનીની અરજી ધ્યાનમાં લેવાશે નહિ એવા ખબર આપતા ગાંધીજીને કહ્યું.

"પણ મારૂં અને મારા સાથીઓના આહારનું જે પત્રક અમે ઘડીએ છીએ, તે જ અત્યાર સુધી પસાર કરવામાં આવ્યું છે. હવે જો ભાઇ ગનીને તમે જુદા ધોરણસર ખોરાક આપો તો અમારી વચ્ચે પંકિત ભેદ થાય તે અમારાથી સહન ન થાય." ગાંધીજીએ કહ્યું.

"મારા પહેલાંના અધિકારીએ જે ધોરણ રચ્યું હોય તેમાં

હું કંઇ ફેરફાર કરવા નથી માગતો." જેલ સુપ્રીન્ટેન્ડન્ટે પોતાનો આખરી હુકમ ફરમાવ્યો.

આથી ગાંધીજીના દિલને ભારે ચોટ લાગી. કેવળ દુધપરજ રહેવાનું નકકી કર્યું. ફળ ન લેવાનો નિશ્ચય કર્યો. પહેલાં જ અઠવાડીએ ગાંધીજી ૧૦૪ થી ૧૦૧ રતલ પર આવ્યા. સુપ્રીન્ટે-ન્ડન્ટ આવ્યો અને પપૈયાં કે બીજા ફળલેવાનો આગ્રહ ઘણી જ મીઠાશથી કર્યો.

"તેઓ બિચારા પુરી ખાંડ ને દુધ ન મળવાથી ભુખ્યા રહે છે તે વખતે હું ફળ શી રીતે લઇ શકું?" ગાંધીજીએ ઉત્તર આપ્યો.

"નિયમના બંધનથી હું લાચાર છું." કહી જેલ સુપ્રીન્ટે-ન્ડન્ટ ચાલ્યો ગયો.

આમ કરતાં ચાર અઠવાડીયાં ચાલ્યા ગયા. ગાંધીજી ધીમે ધીમે ૯૭ રતલ અને પછી ૯૦ રતલ સુધી ઉતરી ગયા. કસ્તુ-રબા વગેરે કુટુંબીઓ મળવા આવ્યા. એમને મળવા જતાં દાદર પર ગાંધીજીના પગ થથરી ગયા. કસ્તુરબા ગાંધીજીની હાલત વર્તી ગયા. ગાંધીજીને કમને પોતાની બધી વાત કસ્તુરબાને કહેવી પડી. સૌએ અખતરો માંડીવાળી ફળ લેવાનો ઘણો આગ્રહ કર્યો. ગાંધીજીએ તે કબુલ રાખ્યો.

આ વખતે કસ્તુરબાને કર્નલ મરે સાથે રમુજી વાત થઇ.

"મી. ગાંધી આ બધું કરે છે. તેમાં મારો કશો વાંક નથી." કર્નલ મરેએ કસ્તુરબાને કહ્યું.

'આઇ નો માય હઝબંડ. ઓલવેઝ મીશચીફ...હું જાણું છું મારા પતિને હંમેશાં કંઇક ટીખળ કરવાની ટેવ છે."



મદ્રાસની મહાસભાએ 'સ્વરાજ' એ હિન્દનું ધ્યેય છે એમ સ્પષ્ટ રીતે જાહેર કર્યું અને મહાસભાના બંધારણમાં એનો સમાવેશ કરવામાં આવ્યો. કલકત્તાની મહાસભાએ 'સ્વરાજ શબ્દની બની શકે તો સામ્રાજ્યની 'અંદર સંસ્થાનિક સ્વરાજ, અને નહિ તો સામ્રાજ્યની બહાર સંપૂર્ણ સ્વતંત્રતા અથવા પૂર્ણ સ્વરાજ્ય' એવી વ્યાખ્યા બાંધી. આ ધ્યેયને પહોંચવા માટે જરૂરી પગલાં લેવાને સરકારને એક વર્ષની મુદત આપવામાં આવી. એ મુદત દરમ્યાન એટલે કે ૧૯૨૯ ના ડિસેમ્બર સુધીમાં સરકાર તરફથી જો કશું ન કરવામાં આવે તો પછીની મહાસભાએ 'સ્વરાજ' એટલે 'બ્રિટિશ સામ્રાજ્યની બહાર સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્તિ' એ અર્થ કરવો એવી મહાસભાએ પ્રતિજ્ઞા લીધી. સરકાર તરફથી વાઇસરોયે જાહેર કર્યું કે સંસ્થાનિક સ્વરાજ્ય એ હિન્દ વીષેની બ્રિટિશ રાજ નીતિનું અંતિમ લક્ષ્ય રહેશે. પરંતુ આ લક્ષ્યને કેટલાં વખતમાં સિદ્ધ કરવામાં આવશે એ કંઈ જણાવવામાં આવ્યું નહિ. ગાંધીજીએ સરકારના હૃદય પલટાની ચોક્કસ ખાતરી માંગી, પણ હૃદય પલટાનાં કંઇ જ ચિન્હો ન જણાતા પૂર્ણ સ્વરાજ મેળવવા અનીતિમય, સમાજ વિરોધી અને સ્વતંત્ર હિન્દની ધારા પોથીમાં ન હોઇ શકે એવા કાયદાઓનો સાદર નિરાદર કરવાનો ઠરાવ કર્યો. મીઠાના હેડિયા વેરા સામે કંઇ દાયકાઓથી રાજદ્વારી પુરૂષોએ પ્રકોપ કર્યો છે એ વેરો કાયદા પોથીમાં કલંક રૂપ છે, એને નાબૂદ કરવો જોઇએ અને એવા હડહડતા અન્યાયને દુર કર્યે જ છુટકો એવો મહાસભા પાસે નિશ્ચય કરાવ્યો અને મહાસભાએ ગાંધીજીને સત્યાગ્રહની લડતના સેનાપતિ નીમ્યા.

મન સાથે ગાંઠવાળીને ૧૮૦ માઇલ જેટલા છેટે આવેલાં દાંડીના દરિયાકાંઠે પહોંચવાને ગાંધીજીએ સત્ય અને અહિંસાને

વરેલા ૭૯ સૈનિકો સાથે તા૦ ૧૨ મી માર્ચ ૧૯૩૦ ના પૂણ્ય પ્રભાતે પ્રયાણ કર્યું. ભગવાન બુધ્ધે મહાભિનિષ્ક્રમણ દીન જનોના દુ:ખો ફેડવા કાજે કર્યું હતું અને મહાત્માજીનું મહાભિનિષ્ક્રમણ પરાધીન હિન્દની ગુલામી ફેડવા કાજે હતું.

લડાઇના રણશીંગા ફૂંકાવા માંડ્યા. હિંસક લડાઇ હોય તો હજારો માણસો કેસરિયા કરી નીકળે, અસ્ત્રશસ્ત્રના ભંડાર ખાલી થાય, તોપખાના ખાલી થાય, અનેક ભયંકર અને જીવલેણ ઝેરી શસ્ત્રોથી માણસ પોતાના માનવબંધુઓનું લોહી ચૂસવાના ઉત્સાહમાં ઘેલા થયેલા હોય, સામા પક્ષનો જે હોય તે આપણો શત્રુ, તેમાંથી જેટલાને મારી શકાય તેટલાને મારીને વાહવાહ કે ઇનામ મેળવવાની વાંચ્છનાથી પ્રેરાઇને માણસ મટી પશુ વૃત્તિ ધારણ કરેલાં માનવ પશુઓના જૂથના જૂથ સમરાગણમાં ખડકાયાં જાય, અને પછી એક બીજા ઉપર ભૂખ્યાં ગીધડાંની જેમ તૂટી પડે. આવી કશી ધમાલ સત્યાગ્રહની લડતમાં નહતી. અન્યને મારવાની મના હતી. પોતે મરી ફીટવાની છૂટ હતી. આ લડતમાં મરદ એકલા જ ભાગ લઇ શકે એવું કાંઇ ન હતું. જુવાન એકલા જ ભાગ લઇ શકે એવું પણ કાંઇ ન હતું. સ્ત્રી પુરૂષ શરીરે બળવાન કે કમજોર, તન્દુરસ્ત કે રોગી સર્વ કોઇ ભાગ લઇ શકતું હતું. વૃદ્ધ ડોશી કે નાનું બાળક પણ ભાગ લઈ શકતું હતું.

આજ સુધી તો ઇચ્છા હોવા છતાં પણ કોઇ સ્ત્રીને લડતમાં સામેલ થવાને મનાઇ કરવામાં આવતી. ગાંધીજીને ખાત્રી હતી કે સંખ્યાબંધ બહેનો જેલ જવા તૈયાર થશે. પણ આપ મુઆ વિના સ્વર્ગે ગયું કોઈ સાંભળ્યું છે ? ગાંધીજીને લાગ્યું કે કસ્તુરબા આ લડતમાં તૈયાર થાય અને જેલમાં જાય તો બધી બાજી સુધરી જાય.

પોતાની શરમને લીધે જ જેલમાં જવાનો વિચાર કરે અને પછી અણીને વખતે ગભરાઇને અથવા જેલમાં ગયા પછી અકળાઇ મારી વિગેરે માગે, તો પોતાને આઘાત પહોંચે, લડાઇ એકદમ નબળી પડી જાય, એ વસ્તુ પણ ગાંધીજીને સાલતી હતી. પોતાની પત્નીને તો ન જ લલચાવવી એ એમનો નિશ્ચય હતો. આવા જોખમના કામમાં સ્ત્રી પોતાની મેળે જે પગલું ભરે તે જ પુરુષે સ્વીકારવું જોઇએ અને ન ભરે તો પતિએ તેને વિષે જરા યે દુઃખી ન થવું જોઇએ એ ગાંધીજીની સમજ હતી.

ફિનીકસમાં સત્યાગ્રહના ડંકા વાગતા હતા ત્યારે કસ્તુરબાને સત્યાગ્રહમાં ઝંપલાવવાને કાંઇ પણ ન કહેવાનો ગાંધીજીએ નિશ્ચય કર્યો હતો. બીજી બહેનોને વાત કરી અને એ જેલ યાત્રા કરવાને તૈયાર થઇ અને ગમે તે દુઃખ સહન કરીને પણ જેલ પૂરી કરીશુ એવી ગાંધીજીને ખાતરી આપી. આ બધી વાતનો સાર બાના જાણવામાં આવ્યો.

"મને આ વાતની ખબર નથી આપતાં એનું મને દુઃખ થાય છે." ગાંધીજીને બાએ પ્રસંગ પડતા કહ્યું. "મારામાં એવી શી ખામી છે કે હું જેલમાં ન જઇ શકું? મારે પણ એ જ રસ્તો લેવો છે કે જે લેવાની આ બહેનોને તમે સલાહ આપી રહ્યાં છો."

"મારે તને દુઃખ લગાડવાનું હોય જ નહિ." ગાંધીજીએ ઉત્તર આપ્યો. "આમાં અવિશ્વાસની વાત નથી. હું તો તારા જવાથી રાજી થાઉં પણ મારી માગણીથી તું ગઇ છે એવો આભાસ સરખો મને ન ગમે. આવાં કામ સૌ પોતાની હિંમતથી જ કરે. હું કહું એટલે સહેજે મારૂં વચન રાખવાની ખાતર તું ચાલી જાય, પછી કોરટમાં ઊભતાંજ ધ્રુજી જાય અને હારે અથવા તો જેલનાં દુઃખથી ત્રાસે તો તેમાં તારો દોષ તો હું

ન ગણું, પણ મારા હાલ શા થાય ? હું તને કંઇ રીતે સંઘરી શકું, અને જગતની સામે કઈ રીતે ઊભી શકું, એવા ભયથીજ મેં તને લલચાવી નથી."

"હું હારીને છૂટી આવું તો મને ન સંઘરવી. મારા છોકરાંયે સહન કરી શકે, તમે બધા સહન કરી શકો, અને હું જ એકલી ન સહન કરી શકું એવું તમારાથી કેમ ધારી શકાય ? મારે આ લડતમાં દાખલ થયે જ છૂટકો છે."

"તો મારે દાખલ કર્યે જ છૂટકો છે. મારી શરત તો તું જાણે છે, મારો સ્વભાવ તું જાણે છે. હજુ પણ વિચાર કરવો હોય તો ફરી વિચાર કરજે અને પુખ્ત વિચાર કર્યા પછી ન ભળવું એમ લાગે તો તને છૂટ છે એમ સમજજે. અને નિશ્ચય બદલવામાં હજુ કશી શરમ પણ નથી એ પણ જાણજે,"

"વિચાર બિચાર કાંઇ કરવાના છે જ નહિ. મારો નિશ્ચય જ છે." બા એ નિર્ણયાત્મક આખરી ઉત્તર આપ્યો.

પણ આ લડતમાં તો ગાંધીજીએ દેશના સ્ત્રીસમૂહને રચનાત્મક કાર્યને અપનાવી લેવાની સલાહ આપી, પરદેશી કાપડની દુકાનોની તથા પીનારાઓની ચોકી કરવાની તેમણે સૂચના આપી હતી.



આખરે એ ઐતિહાસિક ૧૯૩૦ ના એપ્રીલ મહિનાની છઠ્ઠી તારીખ આવી. સમુદ્ર સ્નાન કરીને દાંડીના દરિયા કિનારે તૈયાર થઇ પડેલાં મીઠાની ગાંધીજીએ મૂઠી ભરી; અને એજ વખતે 'બોલ દરિયાની રાણી, બોલ દરિયાની રાણી, સ્વરાજ કયાં સંતાડયું ?' 'નીમકકા કાયદા તોડ દીયા'ના ઉચ્ચારોથી ગગન ગજાવી હજારો લોકોએ દાંડી કિનારેથી મીઠું ઉપાડયું; અને સરકારી કાયદાનો છડે ચોક ભંગ કર્યો.

અને પછી તો દેશ ભરમાં ઠેર ઠેર મીઠું પકાવવાનું અને અગરોમાંથી ચોરવાનું શરૂ થયું અને સરકારે પણ અકલ્પ્ય

દમનનો આરંભ કર્યો. ચોમેર સત્યાગ્રહીઓ હાડકાં ભંગાવી રહ્યા અને સર્વત્ર શોણિતની નીકો વહેવા લાગી.

ગાંધીજીએ વાઇસરોયને દેશમાં ચાલી રહેલી ગુંડાશાહીનો ઉલ્લેખ કરી ધરાસણાની ચડાઈની ચેતવણી સંભળાવી. સરકાર લોકોના જુસ્સાથી ચકિત થઇ અને સત્યાગ્રહના સેનાધિપતિને ગિરફતાર કરવાની ગોઠવણ કરી.

મે મહિનાની ૫ મી તારીખની એ મધરાત હતી. કરાડી–મટવાડની સત્યાગ્રહીઓની છાવણીના બારણે બે મોટી મોટર બસ આવીને ઉભી રહી. ક્ષણવારમાં તો એક પછી એક ૨૫–૩૦ સિપાઇઓ કૂદી પડયા. સુરતનો ગોરો ન્યાયમૂર્તિ સૌથી આગળ દોડયો. પાછળ પોલીસ ઉપરી અને એમની પાછળ ૨૫ પોલીસો બંદુકના કુંદા ઝાલી જાણે ધાડ પાડવા આવ્યા હોય એમ દોડયાં. ખુલ્લાં આકાશની અનંત આંખોની ચોકી નીચે સૂતેલા ગાંધીજી પાસે આખું યે ધાડું આવી પહોચ્યું. ગાંધીજી ત્યારે જાગતા જ સુતા હતા. ગોરા ન્યાયમુર્તિએ એમને પકડવા આવવાની જાણ કરી અને થોડાંજ વખતમાં તૈયાર થઈ એમની સાથે ગાંધીજી જેલ નીવાસી થવાને રવાના થયા.

પરોપકારી અને પરગજુ મીઠુ બહેન પીટિટના સુંદર સંચાલનથી ચાલતા મરોલીના રાની પરજ આશ્રમમાં કસ્તુરબા ત્યારે રહેતા હતા, અને પરદેશી કાપડની દુકાનોની અને તે વાપરનારાઓની તથા દારૂ તાડી વેચનારાઓની તથા પીનારા-ઓની ચોકી કરવાના ગાંધીજીએ બહેનોને આપેલ આદેશનું પાલન કરી રહ્યા હતા. ગાંધીજીના પકડાયાના ખબર મળતાં એમણે પ્રજા જોગો આપેલો સંદેશો સ્વદેશ ભકિતથી રસ બસતો છે. સ્વાતંત્ર્ય સંપાદનની તમન્ના એમના અંતઃકરણમાં કેવી ઉદ્દિપ્ત થઇ રહી હતી એનો એ સંદેશો સાક્ષી પૂરે છે.

"આજે સવારે ચાર વાગે હું પ્રાર્થના કરતી હતી ત્યારે જ મને ગાંધીજીનું ચિંતવન થયું હતું. રાત્રે અમારી છાવણી પાસે થઇને મોટરોની દોડાદોડી બહુ સંભળાતી હતી એટલે મનમાં કંઇક શંકા તો પેઠી હતી જ. પ્રાર્થના પછી તરત નવસારી છાવણીમાંથી ખબર આવી કે ગાંધીજીને મધરાતે લઇ ગયા.

મને કે અમારી છાવણીની કોઇ બહેનને આ ખબર સાંભળી જરા યે નવાઇ ન લાગી. જેનાં નગારાં કેટલાય દિવસથી વાગી રહ્યાં હતાં એ ખબર સાંભળતા નવાઇ શાની થાય ?

સવારે કરાડી છાવણીએ હું જઇ આવી. આશ્રમવાસીઓને મળી. તેમની પાસેથી સાંભળ્યું કે બે મોટરો ભરીને હથિયાર-બંધ સિપાઇઓ સાથે આ કામ કરવા અમલદારો આવ્યા હતા. ગાંધીજીને ફરતા સિપાઇઓનો ઘેરો મૂકી દીધો અને થોડીવાર તો કોઇ આશ્રમવાસીઓને એમની પાસે પણ જવા ન દીધા. કરાડી ગામના લોકોને જાણ થતાં તેઓ દોડી આવ્યા, પણ કહે છે કે સિપાઇઓએ એમને છાવણીમાં દાખલ થવા ન દીધા. આ બધી વાતો સાંભળી મને બહુ ખેદ થયો. સરકારના ગાંડપણ ઉપર મને હસવું આવ્યું. ગાંધીજીને પકડવા આવવાનું એ તો મધરાતે ધાડ પાડે એમ કરવાનું હોય? એમને પકડવા એમાં આટલાં લાવલશ્કર શાં ?

હવે ગાંધીજી તો ગયા. આટલા મોડા એમને લીધા એજ સરકારની મહેરબાની. આટલા પાંચ અઠવાડિયામાં ગાંધીજીએ આપણને જેટલું કહેવું હતું એટલું કહી દીધું છે, આપણો રસ્તો બરાબર આંકી દીધો છે. ભાઇઓને એમનું કામ બતાવી દીધું છે, તેમ બહેનોને પણ પોતાનું કામ બતાવી દીધુ છે. ગાંધીજીએ

સોંપેલું કામ પાર ઉતારવું એ હવે બહેનો અને ભાઇઓનો ધર્મ થઇ પડયો. આજ સુધી લડતની જવાબદારી ગાંધીજીના ઉપર હતી, દેશની લાજ એમના હાથમાં હતી. હવે આ લડત અને ભારતમાતાની લાજ બધાં બહેનો અને ભાઇઓના ઉપર છે.

આ બનાવથી દેશમાં કોઇ જગ્યાએ અશાંતિ ન થાઓ એવી હું ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું. લોકોને પણ પ્રાર્થના કરૂં છું કે તમારી લાગણી અને તમારી ભક્તિમાં કોઇ ગાંડા ન થશો, પણ લડત વધારે મરણિયા થઇને ચલાવવા મંડજો.

જેઓ અત્યાર સુધી આ લડતમાં ભળવાની આનાકાની કરતા હતા એ બધા હવે તરત જોડાઇ જાય. વકીલો અને બારિસ્ટરો અત્યાર સુધી એમના ધંધાને વળગી રહ્યાં છે. તેઓ હવે તે છોડી દે અને દેશની લડતમાં ભળે.

સરકારી નોકરી કરનારા ભાઇઓ, તમે પણ હવે કયાં સુધી નોકરીને બાઝી રહેશો? તમે કોરટમાં બેસીને નિર્દોષ દેશ સેવકોને સજાઓ કરો અને પછી ઘેર જઇને અફસોસ કરો એમાં શું વળે? સિપાઇઓ પોતાના દેશી ભાઇઓ ઉપર લાઠીઓ ચલાવે અને ગોળીઓ છોડે છે. એ તેમનો જીવ કેમ ચાલે છે? ભાઇઓ હિંમત કરો; ભગવાન તમને કોઇને ભૂખ્યા નહિ રાખે. નિર્દોષ અને દેશભક્તિથી ઉભરાતા છોકરાઓને મારવા અને પછી ઘેર જઇ આંખમાં પાણી લાવી નિસાસા મૂકવા એમાં શું વળે? પરમેશ્વરનું નામ લઇને અને દેશનું નામ લઇને હિંમત કરો અને નોકરી છોડો.

આથી બીજો સંદેશો આજે મારે શો આપવાનો હોય? પરમાત્મા આપણને સૌને શક્તિ આપો."



કસ્તુરબા પર ગાંધીજીને અપાર પ્રેમ હતો. બાની અવાર-નવાર આવતી માંદગીમાં પોતે જ જીવનસાથીની સેવા સુશ્રુષા કરવામાં ગાંધીજી પરમ આનંદ માનતા હતા. ગાંધીજીને બાના માનસની પરીક્ષા હતી અને પોતાના માટે કરેલી ચિંતા સેવતા હતા એ પણ એમનાથી અજાણ્યુ નહોતું. અને એથી જ લાંબા લાંબા પ્રવાસોમાં તેમજ કારાવાસ દરમ્યાન પણ બાના ખબર-અંતર પત્રો દ્વારા પૂછવાનું એ કદી યે વીસરતા નહોતા.

ગાંધીજીને ગિરફતાર કરીને યરોડા જેલમાં ૧૯૨૨ની સાલ-વાળી ઓરડીમાં જ રાખવામાં આવ્યા હતા. કાગળ લખવાની છૂટ મળતાં જ ગાંધીજીએ કસ્તુરબા ઉપર કાગળ લખ્યો અને પોતાના માટે ચિંતા ન કરવાને સૂચના આપી. આ રહ્યો એ કાગળઃ—

"આ કાગળ બધાને સારૂ સમજજે. કેવું સારૂં થયું કે રવિવારની રાત્રે હું તમને બધાને મળી ગયો, ને તમને તમારા ઉતારા લગી વળાવી ગયો. મને બહુ ગમ્યું. ઇશ્વરની કૃપાનો મેહ વરસે છે. બધી બહેનો મને કાગળ લખે. એક કવરમાં બધા બીડવા. ઘણે ભાગે તો મળશે. નહિ મળવાના હોય તો ચિંતા નહિ. તમે કોઇ ગભરાશો નહિ...બાપુના આશીર્વાદ."



ગાંધીજી ગીરફતાર થવા છતાંય લવણ સંગ્રામ ચાલુ જ રહયો. સારાયે ગુજરાતમાંથી સેંકડો નવ જુવાનો સ્વરાજય પ્રાપ્તિ અર્થે પોતાના બલિદાન આપવા ધરાસણાના રણમેદાનમાં ખડા થઇ ગયા. ધરાસણાના અગર પર આક્રમણ થયું અને ગોરા અને દેશી અમલદારો સ્વતંત્ર્ય વીરોના માથા લાઠીઓના પ્રહારથી નાળિયેરની માફક ફોડવા, હાથ પગ તોડી નાખવા, કાંટા અને ટાંકણીઓ ભરી ચોંકાવવા, નાગા કરી

ગુહ્ય ભાગો દાબી કે તે પર લાઠી લગાવી બેભાન કરવા લાગ્યા, ખારા પાણીમાં ડુબાવી ગળચિયાં મારી મોઢામાં કાદવ અને મીઠાના ડુચા મરાવવા લાગ્યા અને શરીર પર ઘોડા દોડવવા લાગ્યા. આ રીતે સરકારી ક્રૂર કૃત્યોનો ભોગ ૧૨૦૬ જેટલાં સૈનિકો થયા. લાઠીનો નાનો મોટો ફાળો તો ધરાસણાના ધર્મ યુદ્ધમાં ભાગ લેનાર આશરે ૨૫૦૦ સૈનિકોને નસીબે આવ્યો,

ધરાસણાની ચડાઇમાં ગુજરાતે દુનિયાને પણ છક કરી નાખે તેવો ફાળો આપ્યો. સત્યાગ્રહ છાવણી અને હોસ્પીટલના માંડવાઓ જમીનદોસ્ત થયાં. છાવણીની જમીનો ખાલસા થઇ. ગામડિયા ઉપર કેર વર્તાવવા ગામડાંમાં લશ્કર ફેરવ્યાં; ઊંટડીમાં ગોરા સિપાઇઓએ ઘોડા ખૂંદ્યા અને રસ્તે ચાલતા પર પણ લાઠીઓ ફેરવી. હોસ્પીટલ પાસે ઉભા રહેનારને લાઠીના પ્રહારથી બેભાન કર્યા.

કસ્તુરબાએ વલસાડ અને ઊંટડીની ઇસ્પિતાલમાં ઘવાયેલાઓના કરૂણ દૃશ્યો નજરે જોયા ત્યારે એમનું હૃદય હલમલી ઉઠયું હતું. એમણે છાપાના પ્રતિનિધિને મુલાકાત આપતાં અતિ કરૂણ શબ્દોમાં પોતાના મનની સ્થિતિ વર્ણવી હતી;–

"ઘાયલ થયેલા સૈનિકોને જોવા અને આશ્વાસન આપવા આજે મેં વલસાડ ઇસ્પિતાલની મુલાકાત લીધી, અને બિછાના પર પડેલાં એ ભાઇઓના મલમપટ્ટા અને પાટાઓનો કરુણ ચિતાર જોઇ મારૂં હૃદય ઘવાયું–રોયું. પોલીસે એમના ઉપર જે જુલમ વર્તાવ્યો તે સાંભળીને કમકમાટી વછુટી. આ બધાનો હિસાબ તો એક દિવસ પરમેશ્વર લેશે, પરંતુ મારે એટલું કહેવું જોઇએ કે મને દુઃખ તો થયું છતાં પણ આવી અવર્ણનીય વેદના સહન કરવા છતાંય એ યુવાનોએ જે દેશભક્તિ,

વીરતા અને ઉત્સાહ દાખવ્યાં હતા તે જોઇ મારૂં દિલ હર્ષથી ઉભરાયું. સત્યને માટે આવા બલિદાનનું દ્રષ્ટાંત તો ઇતિહાસમાં હરિશ્ચંદ્ર એકલાનું જ મળે છે.

ચારે બાજુએથી આવા જુલ્મોની કહાણીઓ આવે જાય છે. તેમાં સર્વ કોઇ એકમેકને સહાય અને સાથ દે તો જ આપણા કાર્યની સફળતા થાય. આટલા બધાં ડાકટરો અને બહેનો માંદાઓની સારવાર કરે છે એથી મને બહુ જ આનંદ થયો.

મને આશા છે કે મારા જે દેશ ભાંડુઓ ધરાસણાની કરૂણ કહાણી સાંભળશે તે વાઇસરોયના નવા કાળા કાયદાઓનો સામનો કરવા બમણા બમણા ઉત્સાહથી કર ન ભરવાની હિલચાલ ઉપાડશે તેમજ દારૂનિષેધ અને પરદેશી કાપડના બહિષ્કારની પ્રવૃત્તિ ચાલુ રાખશે. જે થવાનું હોય તે થાય. પરંતુ હું તો મારી પ્રવૃત્તિ ગમે તેવા જુલ્મ સામે પણ ચાલુ રાખનાર છું; કારણ કે ધરાસણા જોયા પછી તો વધારે ને વધારે ખાત્રી થાય છે કે આ સરકારનો અંત આણેજ છૂટકો.”



કસ્તુરબાએ ગાંધીજીના આદર્શો અને કાર્યો સાથે સંપૂર્ણ રીતે સમરૂપ થઇને, હિન્દની આઝાદીના ઇતિહાસમાં કાયમનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. કસ્તુરબાનું હૃદયદર્શન એમણે કરેલાં જૂજ ભાષણોમાંથી સહજ જ થઇ જાય છે. નીમક સત્યાગ્રહના સમયે જ વિજલપુરમાં જલાલપુર તાલુકા પરિષદનું બાએ પ્રમુખપદ શોભાવ્યું હતું અને પ્રવચન કરતાં જણાવ્યું હતું કે:—

“આપણા દેશના ઇતિહાસમાં એક કટોકટીના પ્રસંગે આજે આપણે અહીં મળ્યા છીએ. એ વખતે આપણી પાસે લાંબા ભાષણો કરવાનાં કે લાંબા શિષ્ટાચાર જાળવવાનો સમય નથી. એટલે આજની પરિષદનું પ્રમુખસ્થાન આપવાને સારૂં હું

ટૂંકમાં જ તમારો આભાર માની લઉં છું.

તમારી પરિષદની જાહેરાત ઉપરથી હું જોઉં છું કે ચાલુ રાજકીય પરિસ્થિતિ ઉપર વિચાર કરી આગળ શાં પગલાં લેવાં તે વિષે નિર્ણય કરવાને તમો ભેગા થયા છો. મારી આગળ રજુ થયેલા તાલુકાના આજ સુધીના કામનાં નિવેદન ઉપરથી હું એટલું કહી શકું છું કે તમે આજ સુધીમાં આપણી લડતને આગળ ચલાવવાને માટે ઠીક પ્રયત્ન કર્યો છે.

તમારી આસપાસ જે બનાવો બન્યા છે, તેથી તમારા બધાંનાં હૈયાં આજે જાગતાં થઇ ગયાં છે. અનેક ભાષણોથી જે નથી સમજાતું તે હૃદય જાગૃત થતાં આપોઆપ સમજાઇ જાય છે. તેથી ખરી રીતે આજે તમને કશું નવું સમજાવવાનું બાકી નથી રહેતું. પણ મારી સાદી સમજણ પ્રમાણે મને પરિસ્થિતિ જેવી સૂઝે છે તેવી તથા તેનો ઉપાય રજુ કરું છું.

આપણા દેશ ઉપર આજે પાંચ હજાર ગાઉ દૂરથી આવી અંગ્રેજ લોકો રાજ્ય કરે છે. એ રાજ્યની વ્યવસ્થા સારૂ એક મોટામાં મોટું તંત્ર એ લોકોએ ઊભું કર્યું છે, અને એ તંત્રનો હેતુ હિન્દુસ્તાનના સાધનાસંપત્તિ અને ધનધાન્ય ઘસડીને વિલાયત લઇ જવાનો છે. આ હકીકત આજે દાખલા દલીલોથી સમજાવવાની તમને જરૂર નથી, તમે બધા બરાબર સમજો છો.

...છતાં હજુ કોઇને આ તંત્રમાં દેશની આબાદી દેખાતી હોય તો મારે નમ્રતાથી એટલુંજ કહેવું જોઇએ કે જેને જોવું નથી તેને શી રીતે દેખાશે ?

અંદર અંદરના ઝઘડા ભૂલી જાઓ. બધા આ પ્રસંગે એક થાઓ. એકને ઘેર જપ્તી થાય તો બધાને ઘેર થઇ એમ સમજો. કોઇ જપ્ત થયેલો માલ ન રાખો.

આ લડતમાં બહેનો ધારે તો પુરુષોને ખૂબ મદદ કરી શકશે. દારૂ, તાડી અને પરદેશીના નિષેધનું કામ તો બહેનોએ જ કરવાનું છે.

હિંમત આપવાના પ્રસંગે બહેનો ભાઇઓને હિંમત તો આપશેજ, પણ કદાચ સ્વાર્થને વશ થઇ કોઇ ભાઇ સરકારને મદદ કરવા નીકળે ત્યારે બહેનો તેમને ચેતવે અને જરૂર પડયે એવા ભાઇઓ સાથે અસહકાર પણ કરે.

બહેનોને જેટલી સમજ પડે છે તેટલી પુરૂષોને નથી પડતી, કારણ કે બહેનો દુઃખની ભાષા વિશેષ સમજે છે. ધરાસણાના અત્યચારથી બહેનોના દિલ ઘવાયા છે. જ્યારે જ્યારે દેશહિત વિરુધ્ધની કોઇપણ હિલચાલ શરૂ થાય ત્યારે ધરાસણાને યાદ કરજો.

આથી વધારે મારે શું કહેવા નું હોય? રસ્તો સીધો છે. એ રસ્તે ગયા વિના આજે આપણો છૂટકો નથી. આજે એ પંથે નહિ પળીએ તો આજના જેવી તક મળવાની નથી. અણી ચૂકીશું તો પછી હાથ ઘસીને રડવાનું રહેશે.

...આજે જો તમે આટલું કરી શકશો અને તમારો ઠરાવ બરાબર અમલમાં મૂકી શકશો તો સરકારના બધા અધિકારીઓ આપણા નેતાઓ પાસે નાક ઘસતા આવશે.

પરમાત્મા તમને મેં સૂચવ્યો છે તે નિશ્ચય કરવાનો અને તેને અમલમાં મૂકવાનું બળ આપો અને તમારૂં સૌનું કલ્યાણ કરો."

યુરોપના યુધ્ધોમાં થરમોપોલીના યુધ્ધે અમરત્વ મેળવ્યું છે. એ યુધ્ધમાં અનેક પુરુષ યોદ્ધાઓએ વીરોચિત પ્રાણદાન દઈને યુરોપના ઈતિહાસમાં અમર નામના નોંધાવી છે. આ એકજ વીરતાના ઉદાહરણને પાશ્ચાત્ય પ્રજા જગત સમક્ષ મૂકે છે, જ્યારે રાજપુતાનામાં કેડીએ કેડીએ થરમોપોલી રચાઇ હોવાની અંગ્રેજ ઇતિહાસકાર ટૉડ સાક્ષી પૂરે છે. અને ગુજરાતમાં—અરે સારાયે હિન્દુસ્તાનમાં ઠેકઠેકાણે અહિંસક થરમોપોલી રચાઇ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

મરોલીના રાનીપરજ આશ્રમ પર ઉષાના આછા આછા કિરણો પથરાઇ રહ્યાં હતા. પ્રાતઃ પ્રાર્થના પૂરી થઇ અને 'રાબ' પીવાના વિધિનો આરંભ થઇ રહયો હતો. કસ્તુરબા, મીઠુ બહેન પીટિટ અને અન્ય સ્વયંસેવિકા બહેનો સ્વસ્થ ચિત્તે રાબનું પીણું પીવાને એકઠાં થઇ રહ્યા હતા. સર્વ આવીને બેઠા અને રાબ ભરેલા છાલીયાં આવવા લાગ્યા, ત્યાં તારખાતાનો એક માનવી આવી પહોંચ્યો. રાબ પીવાનું માંડી વાળીને સૌ તાર સમાચાર સાંભળવાને અધિરા થઇ ગયા.

"અમને કસ્તુરબાના સાથની જરૂર છે."

આ ટૂંકાક્ષરી સંદેશાએ સૌને ક્ષુબ્ધ કર્યા. કસ્તુરબા તારનો મર્મ સમજી ગયા અને રાબના છાલીયાને હાથ અડકાડયા વિના જ ઉભા થઈ ગયા. ઉતાવળા ઉતાવળા બહાર જવાની એ તૈયારી કરવા લાગ્યા.

બાને એ સંદેશો બોરસદથી મળ્યો હતો. બોરસદના બહાદુર ખેડૂતોએ દેશની ખાતર વહાલું વતન, ઘરબાર, ઢોર ઢાંખર, બધું ય છોડી જંગલમાં વાસ કર્યો હતો. સરકારને મહેસુલ ન ભરવા ખાતર એમણે જેલ અને મારપીટ સહન કર્યા હતા. ખેડૂ-

તોના જીવન નિર્વાહનું એક માત્ર સાધન જમીન તે પણ હરરાજ થઇ ગઇ હતી.

પરદેશી કાપડનો બહિષ્કાર, દારૂતાડીની દુકાનોની ચોકી, મહેસુલ ન ભરવાની સલાહ આપવાની દેશ સેવા કરી રહેલી બોરસદની બહેનો પર સરકારી દમનના પ્રચંડ પૂર વહયાં અને અનેક આબાલ વૃધ્ધ બહેનો ઘાયલ થઇને હોસ્પીટલમાં પડી. સારા યે ગામમાં હાહાકાર વર્તી ગયો. આસપાસના ગામડાઓમાં ય ત્રાસ અને ભયનું ભયંકર મોજું ફરી વળ્યું; અને એથી જ હોસ્પીટલમાં ઘાયલ થઇને પાટા પીંડી બંધાવેલી બહેનોએ કસ્તુરબાને બોરસદ આવી ગામને હિંમત આપવાને તાર કરી બોલાવ્યા હતા.

"બા આ તમે શું કરો છો ?" મરોલીના એ આશ્રમના પ્રાણ મીઠુ બહેન પીટિટ બાની ઉતાવળી તૈયારી જોઇને ગભરાઇ ગયા; અને એથી બાની તબીયત બગડી જવાની ચિંતા કરી બોલ્યા. "તમારી શકિત કયાં છે ? લોહીનો છાંટોય નથી એટલે તો ડાકટરોએ તમને આરામ લેવાનું કહ્યું છે. તમારા વતી હું જ બોરસદ જાઉં છું. તમે તમારે અહીં રહો."

"પોલીસોનો લાઠીમાર બહાદુરીથી ખાનારી બહેનોની પડખે મારે ઊભા રહેવું જ જોઇએ. બાપુ હોત તો અત્યારે એમની પાસે જ હોત. પણ આજે એ છૂટા નથી." કામળ અને બીજી આવશ્યક વસ્તુઓ થેલીમાં મૂકીને તૈયાર થતાં થતાં કસ્તુરબાએ જવાબ આપ્યો. બા ઉતાવળા ઉતાવળા બોરસદ જતી ગાડી પકડવાને સ્ટેશન જવાને રવાના થયા. આશ્રમવાસીઓ દિગ્મૂઢ બનીને એ વૃદ્ધ સત્યાગ્રહીનો ઉત્સાહ અને ધર્મ જોઇ રહ્યાં.

બોરસદ પહોંચીને બાએ હૉસ્પીટલમાં ઘાયલ થઇને પડેલી બહેનોને મળી ઉત્સાહીત કરી, એટલું જ નહિ પણ ગામપર

છવાયેલા ભય અને ત્રાસના વાતાવરણને દૂર કરી પ્રેરણાના નવ પૂર વહાવ્યા. પોતાની લથડતી જતી તબીયતની જરાકે પરવાહ કર્યા વિના બાએ સવારથી માંડીને મોડી રાત સુધી ખડે પગે રહીને સ્થાનિક કાર્ય કરવા માંડ્યું. સ્થાનિક આગેવાનોને મળી ગામમાં બનતા બનાવોની તપસીલવાર વિગત જાણવી; જરૂર જણાય તો નિવેદનો બહાર પાડવા, હૉસ્પીટલમાં સુશ્રુષા કરાવી રહેલાં સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓના સ્વાસ્થ્યની પૂછપરછ કરવા જવું, નિરુત્સાહીઓને ઉત્સાહિત કરવા વિગેરે ભરચક કાર્યક્રમ પર જાતે જ ધ્યાન આપવા જતાં કસ્તુરબાની તબીયત કથળી. નડીયાદથી ડોકટરો આવ્યા અને બાને તપાસ્યા ; અને આરામની અનિવાર્ય આવશ્યકતા હોવાનું જાહેર કર્યું અને સાથોસાથ બાને ચેતવણી પણ આપી કે "અમારૂ કહયું નહિ માનો તો તબીયત વધુ બગડશે અને બુરૂ પરિણામ આવશે."

"પણ મને તો કંઇ લાગતુ નથી. હું તો બાપુના પગલે પગલે ચાલવા સિવાય બીજું કોઇ કામ કરતી નથી. બાપુની ગેરહાજરીમાં કામ કરવાનો તો મને આ સુયોગ મળ્યો છે. આરામ લેવાનું તો મારાથી બની શકશે નહિ."

ડોકટરો નિરાશ થયા; અને કસ્તુરબાએ એક સત્યાગ્રહીને છાજે એ રીતે પોતાનું કાર્ય આગળ ધપાવ્યેજ રાખ્યું.



સત્યાગ્રહના અતૂલ બળે રાક્ષસી સામગ્રીવાળી બ્રિટિશ સલ્તનત થંભી ગઇ, જડ ઉપાયો નિષ્ફળ નિવડયા અને જે પુરૂષને ભયંકર રાજદ્રોહી ગણીને પોતાની મરજીમાં આવે ત્યાં સુધી પીંજરામાં પૂરવામાં આવ્યો હતો તે મહાપુરુષને વાઇસરોયે

છોડી મૂકવાનું, જેલની દિવાલ બહાર લાવીને સમજાવવાનું અને સુલેહ કરવાનું સરકારને જગત ભરમાંથી કહેણ મળ્યું; અને એક દિવસે મધરાતના ચંદ્રના પ્રકાશમાં યરોડા નજીકના ખડકી સ્ટેશને ગાંધીજીના અટ્ટહાસ્યનો પ્રકાશ ભળી જતો જાયો. ઓવરકોટ ચઢાવ્યાં છતાં ધ્રુજતા જુવાનો એક પાતળી ચાદર ઓઢીને પુનાની ઠંડીમાં એ ડોસાની સામે જોઇ રહ્યાં હતા.

ગાડી આવી, ગાંધીજી મુંબઇ જવા ઉપડયા; અને મુંબઇમાં ચૂપચાપ સીધા ઉતારે પહોંચી ગયા. લોકોને ખબર પડી ગઇ અને જોતજોતામાં સ્વ. રેવાશંકર જગજીવન ઝવેરીના ગામદેવી પરના બંગલા આગળ માનવ સાગળ ઉછળવા લાગ્યો. પોતાના પરમ પુરુષને નજરે કરી નિહાળવાને લોકો અધિરા બન્યા અને 'મહાત્મા ગાંધીની જય'થી આકાશ ગજવી ગાંધીજીને દર્શન દેવા બહાર નીકળવાની ફરજ પાડી. બંગલાની બારીમાંથી ડોકીયું થયું અને પાછું વાતાવરણ ગાજી ઉઠયું: 'મહાત્મા ગાંધીજીની જય."

એ પછી વાઇસરોય અને ગાંધીજી વચ્ચે મસલતો થઇ અને અનેક વાટાઘાટો પછી સંધીની શરતો પર અરસપરસ સહીઓ થઇ. બધા સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા અને દેશમાં આનંદનો મહાસાગર ઉમટયો

ઇશુભકત ઇરવીને કરેલી સંધિ નવા વાઇસરોય વિલિંગડનને પસંદ ન હતી. દેશના જુદા જુદા પ્રાંતોમાંથી ગાંધીજી ઉપર તથા મહાસભાની કાર્યવાહક સમિતિ ઉપર પત્રો અને તારો આવવા લાગ્યા કે સરકાર સંધિ ભંગ કરે છે. કાર્યવાહક સમિતિમાં સરહદ, યુક્તપ્રાંત, બોરસદ, બારડોલીના હેવાલો રજુ થયા. એમાં પણ એ જ વાત હતી. ગાંધીજી વિમાસણમાં પડયા. તેઓ તો સંધીનામાને—ગાંધી ઇરવીન કરારને પવિત્ર

કરાર માનતા હતા. ચોમેર સંધિ ભંગ થતો જોઇ મહાસભાની કાર્યવાહક સમિતિએ સરકારને તાર કરી જાહેર કરી દીધું કે અમારો પ્રતિનિધિ ગોળમેજીમાં હાજર નહિ રહે. અને ગાંધીજીએ પણ વાઇસરોયને પત્ર લખી સરકાર સંધિ જાળવવા માગે છે કે કેમ તે પૂછાવ્યું.

'મહાસભાએ સરકાર ઉપર સંધિ તોડયાનો આરોપ મૂકયો છે તે જુઠ્ઠો છે." સરકારનો જવાબ આવ્યો.

"ખુલાસો કરવાની જરૂર લાગે તો રૂબરૂ મળું." ગાંધીજીએ તાર કર્યો.

"રૂબરૂ મળી જાઓ તો સારૂં." સરકારે જવાબ આપ્યો; અને ગાંધીજી સરદાર વલ્લભભાઇની સાથે સીમલા ગયા. પંડિત જવાહરલાલજી અને ખાન અબ્દુલ ગફારખાનને ત્યાં બોલાવી લીધા.

વાઇસરોય સાથે વાટાઘાટ શરૂ થઇ. વાઇસરોય કંઇક ઢીલા પડયા. 'પ્રજાને અન્યાય ન થાય અને મહાસભાનું માન જળવાય'. એટલી મુખ્ય વાત ગાંધીજી માટે હતી.

આખરે સીમલાની મસલત પૂરી થઈ અને મહાત્માજીને વિલાયત જવાનો માર્ગ સરળ થયો.

સ્ટીમર 'રજપૂતાના' એક વાગે ઉપડવાની હતી પણ તે મહાત્માજીને લઇ જવા માટે રાહ જોતી ઉભી રહી હતી. મહાત્માજી વીસ મિનિટ મોડા પડયા. કોઇની પણ રાહ ન જોવાની નિયમ વાળી સ્ટીમર પણ એ દિવસે મહાત્માજીના પૂનિત પગલે પાવન થવા થંભી હોય એમ જણાતું હતું.

મહાત્માજીને છેલ્લી વિદાય દેવાને લોકોનાં ટોળેટોળાં બંદર ઉપર જામ્યા હતા. સરલાદેવીએ મહાત્માજીને રક્ષા બંધન કર્યું અને મહાત્માજી બંદર પર જવાને મણી ભુવનમાંથી વિદાય થયા.

મહાત્માજીનો આખોયે દેહ પુષ્પોથી ઢંકાઇ ગયો હતો. ઠેરઠેર પુષ્પ વૃષ્ટિ થતી હતી. બંદરપર પહોંચતાં જ લોકોએ તેમને 'મહાત્માજીની જય' અને 'વંદેમાતરમ્'ના ગગન ભેદી પોકારોથી વધાવી લીધા.

મેલ સ્ટીમર પર કોઇને નહિ ચડવા દેવાના કાનુનનો છડે ચોક ભંગ થઇ રહ્યો. સ્ત્રીઓ, બાળકો અને પુરૂષોની મોટી સંખ્યા સ્ટીમર પર ચડી ગઇ અને સાગરની સ્પર્ધા કરતો લાખો માણસોનો પ્રચંડ મહાસાગર ઘુઘવી રહ્યો.

આ પ્રચંડ માનવ પૂરને નમ્રતા, વિનય અને સ્મીતથી વિંધીને કસ્તુરબા પોતાના વીર પતિને વિદાય દેવા આવી પહોચ્યા.

"મારી સલામતી માટે તમે જરાપણ ભય રાખશો નહિ. હું તો હંમેશા સુરક્ષિત જ છું." ગાંધીજીએ સ્વાગત સ્વીકારતાં સ્મીત વદને કસ્તુરબાને કહ્યું.

અને ગાંધીજીના પુનિત પગલે પાવન થયેલી સ્ટીમર 'રજપૂતાના'એ મુંબઇનો કિનારો છોડયો.



ઇંગ્લાંડના રાજમહેલ 'સેન્ટ જેમ્સ પેલેસ' ના આલીશાન હૉલમાં લૉર્ડ સેંકીના પ્રમુખપદે ગોળમેજી પરિષદ મળી; અને ગાંધીજીએ હિન્દનો કેસ રજુ કર્યો; હિન્દ અને બ્રિટન મિત્ર બને એવી શુભેચ્છા વ્યક્ત કરી:—

"હિન્દુસ્તાનને તલવારથી થોડો વધારે વખત કબજે રાખી શકાય પણ એથી લાભ છે? બ્રિટનની આર્થિક સ્વતંત્રતા ને હિન્દ કેવું મદદગાર થશે? ગુલામ પણ બળવાખોર હિન્દ? કે સમાન ભાગીદાર, આપત્તિમાં જોડાજોડ ઊભનાર, સુખ દુઃખનું સાથી હિન્દુસ્તાન! જરૂર પડે તો સ્વેચ્છાએ હિન્દ બ્રિટનની જો-

ડાન્જોડ લડવાને તૈયાર થાય. પણ તે જગતની કોઇ એક જાત કે કોઇ એક માનવીને લૂંટવા માટે નહિ, પણ આખા જગતના કલ્યાણ મારે હશે. મારે મારા દેશને માટે સ્વતંત્રતા જોઇએ છે. પણ મારે એવી સ્વતંત્રતા નથી જોઇતી કે જે માનવ જાતિના પાંચમા ભાગનું મારૂં રાષ્ટ્ર હોઇને પછી મારે દુનિયાની કોઇ જાતિ અથવા વ્યકિતને એ સ્વતંત્રતાના જોરે લૂંટવી છે. મારે મારા દેશને માટે સ્વતંત્રતાં જોઇએ છે પણ એજ સ્વતંત્રતા માટેનો દરેક નિર્બળ કે બળવાન જાતિનો સમાન હકક હું સ્વીકારૂં કે સાચવું નહિ તો હું એ સ્વતંત્રતાને લાયક ન બનું."

ગાંધીજીની આ બધી દલીલો, વિનંતિઓ ચાલી નહિ. યુકિત પ્રયુકિતથી હિન્દુસ્તાન હઠીલું અને દુરાગ્રહી છે એમ બતાવવાની ઇંગ્લાન્ડે ચાલબાજી કરી. ગોળમેજીની પૂર્ણાહુતિ થઇ અને ગાંધીજી ખાલી હાથે હિન્દ આવવાને પાછા ફર્યા.



ગાંધીજી ઇંગ્લાંડ છોડવાની તૈયારી કરતા હતા એ વખતે બંગાળમાં નવાનવા ફતવાઓ કાઢીને અત્યાચારો શરૂ થઇ ચુકયા હતા. ક્રાંતિકારી હિંસક ચળવળને દાબી દેવાના ઓઠા હેઠળ બંગાળમાં લશ્કર ગોઠવ્યું, પોલીસ જમાદારોને વધારે સત્તા આપી અને કેટલાય નવ લોહીયા જુવાનોને કચેરી માં કામ ચલાવ્યા વિના જ જેલમાં પૂર્યા અને કાળાપાણીએ ધકેલ્યા.

લોર્ડ ઇરવીને અગિયાર ઓરડીનન્સ કાઢયા તો લોર્ડ વિલિંગ્ડને તેર કાઢયાં. અને મહાસભાના છત્ર તળેની બધી યે સંસ્થાઓના કાર્યોને ગેરકાયદેસર ઠરાવવાના યત્નો શરૂ થયા.

ઇંગ્લાંડની ગોળમેજી પરિષદની કાર્યવાહીથી અને ગાંધીજીને મળેલી નિષ્ફળતાથી જનતા બળીતી થઇ ગઇ હતી. પોતાના

સર સેનાપતિની ગેરહાજરીમાં, પોતાના કોઇ પણ કાર્યથી ગેરસમજુતી ન ફેલાય એની લોકો કાળજી રાખી રહ્યા અને ગાંધીજીએ ફરમાવેલ આ દેશના–રચનાત્મક કાર્યક્રમને અમલમાં મૂકવાનું કાર્ય અંતઃકરણપૂર્વક અપનાવી રહ્યા હતા.

કસ્તુરબા ગુજરાતમાં ઘૂમી રહ્યાં હતા અને ગાંધીજીના પ્રિય રચનાત્મક કાર્યક્રમને અમલમાં મૂકી રહ્યાં હતા.

"બાપુ તો અમને સાવ ભૂલી જ ગયા છે." સરભોણના ખેડૂતે કસ્તુરબાને ફરીયાદ કરી. ગાંધી–ઇરવીન કરારના થઇ રહેલા ભંગની એણે પોતાની રીતે બાને ફરીયાદ કરી.

'બાપુ તો હિન્દી જનતાના ભલા માટે બધું ય કામ કરી રહ્યા છે." બાએ એ ભલા ભોળા ખેડૂતને ઉત્તર આપ્યો. "તમારૂ એ ભલું કર્યા વગર રહેનાર જ નથી. તમે કંઇ ચિંતા ન કરો. હું બાપુજીને તમારી ફરીયાદ જરૂર કહીશ."

ગાંધીજીને ઠેર ઠેર મળી રહેલી નિષ્ફળતાથી કસ્તુરબાને જરા કે નિરાશા નહોતી થઇ. એ તો અતિ ઉત્સાહથી પોતાનું કામ કરી રહ્યાં હતા.



સેંકડો સ્ત્રી પુરૂષો અને બાળકો ગામની ભાગોળે વહેલી સવારથી કોઇના આવવાની મેઘની માફક પ્રતિક્ષા કરતાં ટોળે વળી રહ્યાં હતા. ગ્રામ્યલોકની મેદનીમાં થતી જયની પ્રચંડ ઘોષણાઓથી આખું ય ગામ ગાજી ઉઠ્યું હતું. કોઇ પૂણ્ય તીથીના પર્વની જાણે ઉજવણી કરવા આખું યે ગામ હલમલી રહ્યું હતું.

એ કરમસદ–વીર વીઠલભાઇ અને સરદાર વલ્લભભાઇ નું જન્મ ગ્રામ હતું અને એ ઉજવણી, એ મહોત્સવ પૂજ્ય

કસ્તુરબાના દર્શન કરવાનો હતો. યુગાવતારની અર્ધાંગનાને અંતઃકરણ પૂર્વક—અંતરના ઉમળકાથી આવકારવાને એ પડા-પડી હતી.

આઠ વાગ્યાનો સમય થયો અને કસ્તુરબા ખેડા જીલ્લાના સરમુખત્યાર ભક્તિલક્ષ્મી બહેન સાથે આવી પહોંચ્યા. 'મહાત્મા ગાંધીજી ની જય' 'પૂજ્ય કસ્તુરબા ની જય' ઘોષણાથી સારૂંય વાતાવરણ ગુંજી ઉઠ્યુ. ગામના પ્રસિદ્ધ બાપેશ્વર મહાદેવના વિશાળ ચોગાનમાં સત્કાર સમારંભ ગોઠવાયો અને 'બે શબ્દો બોધના' કહેવાની બાને આગ્રહ ભરી વિનંતિ થઇ.

"આજે મારૂં અત્રેનું આગમન વીર વલ્લભભાઇ અને વિઠ્ઠલભાઇના અતિવૃધ્ધ માતુશ્રી જેઓ એક સદી પૂરી કરવાની સમીપમાં છે, તેમનાં દર્શનનો લાભ લેવા માટે છે." ગામની એકઠી થયેલી આબાલ વૃદ્ધ સ્ત્રી પુરૂષોની પ્રચંડ મેદની સમક્ષ પ્રવચન કરતાં કસ્તુરબાએ કરમસદ આવવાનો પોતાનો ઉદ્દેશ વ્યકત કર્યો અને વધુમાં જણાવ્યું કે "ખેડા જીલ્લાના ખેડુતો કે જેમને સરકારી યાદીમાં સંસ્કૃત ગણવામાં આવ્યા છે તેમને મારે શું કહેવાનું હતું ? તમે સર્વ છાપાદ્વારા ભારતની મુકિતના સંગ્રામ હરહંમેશ વાંચો છો. આપણા નેતાઓ આપણા પતિઓ પુત્ર—પુત્રીઓ આજે હજારોની સંખ્યામાં આઝાદી માટે કારાવા-સમાં પૂરાયા છે. આપણી સત્ય અને અહિંસાની, બલિદાનની અને વિદેશી માલના બહિષ્કારની લડતથી સરકાર ચકીત થઇ છે. યેન કેન પ્રકારેણ કોંગ્રેસ નાયકો સાથે સમાધાની કરી લાકડાના લાડુ મોડરેટ ભાઇઓને પીરસવા મંથન કરી રહી છે. કોંગ્રેસ નાયકોના કથન મુજબ આજે લઘુમતી કોમોના પ્રતિનિધિઓ વિલાયતમાં અરસ પરસ દાંતીયા કરી રહ્યાં છે, જ્યારે ભારતમાં કોંગ્રેસનું બળ દૂર દૂર ગામડામાં પ્રસરતું જાય છે.

આ સાંપ્રત લડતનો સાર છે.

આપણે સર્વે એ આ લડતમાં ફાળો આપી ઋણમુક્ત થવાની વિના વિલંબે તૈયારી કરવાની છે. આપણા નાયકોએ મહેસુલની અને વિદેશી માલના બહિષ્કારની લડત ઉપાડી છે, તે સારીય જ ન તા ને વિદિત છે. આપણે ખાસ કરીને મીલનું કાપડ પણ ન વાપરતાં હાથ કંતામણ અને વણાટનું કાપડ તૈયાર કરી વાપરવું. બ્હેનોએ તો આ કાર્યમાં ભારે સાથ આપવો ઘટે. દેવ મંદિરમાં નિયમિત દર્શન કરવાની માફક નિયમસર હંમેશ કાંતવાની જરૂર છે. બહેનો પરદેશી કાપડ પરનો મોહ જરૂર છોડે અને કાંતવાનું કાર્ય કરી પુરૂષોના અને દેશના કાર્યમાં સહાય કરે. પરદેશી કાપડનાં વ્યાપારીઓ ક્ષુદ્ર સ્વાર્થ માટે કાપડ વેચવું બંધ કરે, તો આજે વિવિધ સ્થળે રોકાતું સ્વયંસેવકોનું બળ કોંગ્રેસને અન્ય લોકોપયોગી કાર્યમાં યોજી સાંપ્રત લડતને તિવ્રતર બનાવવાનું સુગમ પડે.

વીરોને મારે કહેવાનું કે પૂજ્ય મહાત્માજીએ ખેડૂત તેમજ દરિદ્રનારાયણોના ઉદ્ધારની જ આ લડત ઉપાડી છે અને તેમને ભરોસે રહ્યા છે. તો બારડોલી–બોરસદના ખેડૂતોની માફક મક્કમ રહી સરકારનો સામનો કરવાનો છે. જાનમાલ, મિલકત સઘળું ફના થાય તો થવા દેવાનું છે. સરકાર દમનનીતિ કરી મારે તો પણ ભય તજવાનો છે. મરણ તો કોને નથી આવવાનું? મારનાર અને માર ખાનાર બન્નેની એજ ગતિ છે. ત્યારે સત્ય કર્મ કરતા મરીશું તો સ્વર્ગ મળશે અને જીવતા રહ્યાં તો કીર્તિ મેળવશું. માટે પ્રભુજી રામચંદ્રની માંફક ખેડુતો એ 'પ્રાણ જાય અરુ વચન ન જાય' એ સુત્રનું યથાર્થ પાલન કરવું.

પરમાત્મા એ સર્વ કરવાનું બળ તમને અર્પો અને શ્રધ્ધા રાખી કોંગ્રેસના કાર્યને વેગ આપો એટલું ઇચ્છું છું. આપ

સર્વનું કુશળ થાઓ."

કસ્તુરબાનું આ પ્રવચન સાંભળી–વાંચી એમ કોણ કહેશે કે એ નિરક્ષર હતા? દેશ ભક્તિથી વંચીત હતા?



મુંબઇના કિનારે ગાંધીજી પગ મૂકે એ પહેલાં જ સરકારે જાગૃત હિન્દના જોર અને જોમની જ્વલંત મૂર્તિસમાં જવાહરલાલજીને જેલના સળિયા પાછળ હડસેલી દીધા. રોષથી સારો યે રાષ્ટ્ર ધગધગી રહ્યો.

ગાંધીજી ને મળવા પ્રાંત પ્રાંતના નેતાઓ મુંબઇ આવ્યા. ફરીયાદોનો ઢગલો થયો. 'બંગાળ, યુકત પ્રાંત અને સરહદમાં શરૂ થયેલ દમનનો અને પંડિત જવાહર, ખાનસાહેબ વિગેરેની ધરપકડનો ખુલાસો કરવા કૃપા કરો' એવો તાર ગાંધીજીએ વાઇસરોયને કર્યો.

'સરકારે બધું ય વ્યાજબી કર્યું છે' એવો સરકારે ઉત્તર આપ્યો.

અને ન્યાય ન મળે તો લડત આદરવાનો મહાસભાની કાર્ય-વાહક સમિતિએ કરેલો ઠરાવ અને લડતનો કાર્યક્રમ ગાંધીજીએ સરકારને મોકલી આપ્યો.

'મહાસભાની ધમકીને સરકાર પહોંચી વળશે' નો સરકારનો વળતો જવાબ મળ્યો.

'લાચારીથી સવિનય ભંગની શરૂઆત કરવી પડે છે. મહાસભા તમારી ધમકીને વશ થઇ શકે તેમ નથી. જરૂર પડશે તો એ પૂર્ણ સ્વરાજ ખાતર મરી ફીટશે.' ગાંધીજીએ સરકારને આખરી ખબર આપી.

મુંબઇ નગરી ભર ઉંઘમાં હતી ત્યારે પોલીસ કમીશ્નરે ગાંધીજીને ગિરફતાર કર્યા અને એમને લઇને પૂનાના માર્ગે પળવળ્યાં. શહેરમાં પ્રચંડ હડતાલ પડી. દેશભરમાં ખબર પહોંચી ગયા અને સારો યે દેશ–એક છેડાથી બીજા છેડા સુધી ખળભળી ઉઠયો.

હરિજનના અલગ મતાધિકાર માટે ગાંધીજીએ હિન્દી પ્રધાન સર સેમ્યુઅલ હોરને પત્ર લખ્યો અને મરણ પર્યંત ઉપવાસ પર જવાનો નિર્ણય બહાર પાડયો.

ઉપવાસ લંબાયા અને ગાંધીજીની અશક્તિનો પાર ન રહ્યો. દેશનેતાઓ દોડતા આવ્યા અને ઉપવાસ છોડી દેવાને સમજાવવા લાગ્યા. હરિજન નેતા આંબેડકર, સપ્રુ–જયકર, અને ગાંધીજી વચ્ચે ખૂબ ખૂબ મંત્રણાઓ ચાલી અને અનેક અટપટા પ્રશ્નો છણાયા.

ઉપવાસથી ગાંધીજી લેવાઇ ગયા અને એમના જીવન માટે સારાં યે દેશને આશંકા ઉપજી. સરકારે સાબરમતી જેલમાં સજા ભોગવી રહેલાં કસ્તુરબાને યરોડા જેલમાં ગાંધીજીની સેવા સુશ્રુષા માટે આણવામાં આવ્યા. કસ્તુરબા હંમેશની માફક ધીર અને ગંભીર હતા. પતિની માંદગીથી થતા આંતરિક ક્ષોભ અને માનસિક ઉદ્વેગને એમણે અલ્પાંશે પણ કોઇની નજરે ચઢવા દીધા નહિ.

"વળી આ પાછું શું ?" મહાત્માજીની સાનિધ્યમાં આવતાં જ બાએ ઉચાર્યું. ગાંધીજી નિરૂત્તર હતા; પણ એ પરસ્પરના સંદર્શનમાં અનેક મૂકવાતો કહેવાઇ ગઇ અને અણઉકલ્યા પ્રશ્નો ઉકેલાઈ ગયા.

આખરે નેતાઓને વાટાઘાટોમાં સફળતા મળી અને

ગાંધીજીને ઉપવાસ છોડી પારણું કરાવવાનું ઠર્યું. જેલ સુપ્રીન્ટેન્ડન્ટ કર્નલ ડોઇલે મહાત્માજીને અભિનંદન આપ્યા અને પારણું બાના હસ્તેજ થાય એમ ઇચ્છયુ.

યરોડા જેલના એ યાર્ડમાં પાણીના છંટકાવ થયા. કવિવર ટાગોર, સરોજની નાયડુ, વાસંતીદેવી, સ્વરૂપરાણી નેહરૂ, ઉર્મિલાદેવી, સરદાર વલ્લભભાઈ, મહાદેવ દેસાઇ, શેઠ અંબાલાલ અને તેમનું કુટુંબ ગાંધીજીની આસપાસ ગંભીર ઉભા રહ્યા. કવિવરે બંગાલી ભજન ગાયું, પ્રચુરે શાસ્ત્રીએ વેદોચ્ચાર ઉચ્ચાર્યા, અને ગાંધીજીનું પ્રિય 'વૈષ્ણવ જન'નું ગીત ગવાયું. ઈશ્વરનો પરમ ઉપકાર મનાયો અને કસ્તુરબાએ મુસંબીનો રસ ભર્યો પ્યાલો ગાંધીજીના હોઠે અડકાડયો—એ પરમ પુરૂષને પારણું કરાવ્યું. જેલમાં મીઠાઇ અને ફળો વહેંચાયા અને દેશભરમાં મહાન ઉત્સવ મનાયો.



રાજકોટની પ્રજાએ અહિંસામય લડત ચલાવ્યા બાદ પ્રજા તરફથી સરદાર વલ્લભભાઇ અને કાઉન્સીલ સમેત રાજકોટ ઠાકોર સાહેબ વચ્ચે માનભર્યું સમાધાન થયું અને સૌ કોઇની ખુશાલી વચ્ચે લડતની પૂર્ણાહુતિ થઇ. પણ ઠાકોર સાહેબ તથા તેમની પ્રજાએ મળીને કરેલું સુંદર કામ રાજકોટના બ્રિટિશ રેસીડન્ટે ધૂળમાં મેળવ્યું. રેસીડન્ટે વ્યવસ્થિત ગુંડાગીરીથી કામ લેવાનું શરૂ કર્યું, અને થયેલા વિશ્વાસઘાત પ્રત્યે વ્યાજબી પણે ઉકળી રહેલી પ્રજાના નિરપરાધી સ્ત્રી પુરૂષોના જુસ્સાને કચડી નાખવાનો યત્ન કર્યો; અને આખા યે હિન્દુસ્તાનમાં હાહાકાર થઇ ગયો.

કસ્તુરબાને તો રાજકોટના લોકો પર જે વીતી રહ્યું હતું એનું એટલું બધું લાગી આવ્યું કે પોતાની વૃધ્ધા

વસ્થા હોવા છતાં તેમજ જેલ જીવનની હાડમારીઓ વેઠવાને અશક્ત હોવા છતાં ય 'મારે રાજકોટ જવું જ જોઈએ' નો નિશ્ચય કર્યા વગર એ રહ્યાં નહિ. કર્તવ્યનો સાદ સાંભળી સરદાર વલ્લભાઈની પુત્રી કુમારી મણીબહેન સાથે બા રાજકોટ જવા ઉપડયા. રાજકોટ રાજ્યે રાજ્યની હદમાં ઉતરતાં જ તેમની ધરપકડ કરી અને રાજ્યના દૂરના એક ગામ–સરધારના એક મકાનમાં નજરકેદ રાખ્યા.

આ સ્થળ ઘણું ખરાબ હતું. ખોરાક પણ એવો જ મળતો, પાણી પણ ચોખ્ખું મળતું નહિ. નિર્જનતા પણ એવીજ હતી. એમાં મણીબહેનને એમનાથી જુદા પાડવામાં આવ્યા. કસ્તુરબા જરાકે ડગ્યા નહિ, અને આમને આમ કારાવાસમાં દિવસો પર દિવસો વીતવા લાગ્યા. લોકોને બા માટે ખૂબ ચિંતા થવા લાગી.

દિલ કંપાવનારા જુલ્મો સાંભળી તેની તપાસ કરવા બની શકે તો શાંતિ સ્થાપવા ગાંધીજી પોતે રાજકોટ ગયા. જુલ્મોની તપાસ કરતા સમાધાન રાજાના એ વચનપણાથી તૂટી પડયાનું એમને જણાયું. સમાધાનના અમલનો એમણે આગ્રહ કર્યો પણ ઠાકોર સમજ્યા નહિ.

આખરે ગાંધીજીએ રાજકોટ ઠાકોરના અંતરાત્માને જાગૃત કરી તેમની પાસે તેમણે પોતાની પ્રજાને આપેલાં વચનનું પાલન કરાવવાના ઉદ્દેશથી અનિશ્ચિત સમયનું અનશન આદરવાનો નિરધાર જાહેર કર્યો. હિન્દ આખું ડોલી ઉઠયું. ગાંધીજીની તબીયત સારી ન હતી, એટલે દેશભરમાં ભારે ચિંતા થઈ. વાઈસરોયને વચ્ચે પડવા માટે હજારો તાર થયા.

કસ્તુરબા આ વખતે ત્રંબા ગામમાં નજરકેદ હતા. બાપુ-

જીના અનશન વ્રતના સમાચાર સાંભળી બા ઘડીભર ચોંકી ઊઠયાં, પણ બીજીજ ક્ષણે બોલ્યા:–"અનેક વખત ઈશ્વરે સહાય કરી તેમને બચાવી લીધાં છે, તેમ આ વખતે પણ એ જ ઇશ્વર તેમની રક્ષા કરશે."

બા ભારે હયે ગાંધીજીને જોવા રાજકોટ આવ્યા.

"તમે ગાંધીજી પાસે રહી શકો છો." રાજકોટ નરેશે બાને કહેવડાવ્યું.

"જ્યાં સુધી મારી સાથેની બહેનોને છોડવામાં નહિ આવે ત્યાં સુધી હું છૂટી રહેવા ઇચ્છતી નથી" એક વીરનારીને છાજે તે રીતે બાએ પ્રત્યુત્તર પાઠવ્યો.

અને બા પોતાના નજરકેદના સ્થળ ત્રંબા ચાલ્યા ગયા.

ઉપવાસ આગળ વધ્યા અને ગાંધીજીની તબીયત ખૂબ લથડી ગઇ. ડાકટરો દોડતા આવ્યા અને ગાંધીજીને તપાસ્યા. "ગાંધીજીની જીવન શક્તિ બહુ મંદ છે અને અશક્તિ અપાર છે;" ડાકટરોએ પોતાના અભિપ્રાય ઉચ્ચાર્યા.

પ્રજાનો ધ્રુજારો જોઇ વાઇસરોયે રાજકોટ નરેશ પાસે વચન પળાવવાની ખાત્રી આપી અને ગાંધીજીને પાંચમા ઉપવાસે પારણું થયું.

ગાંધીજીના પારણાં વખતે કસ્તુરબા નજર કેદમાંથી છૂટીને ત્યાં આવી પહોંચ્યા હતા.



**પ**રાધીનતાથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો એ સંસ્કૃત પ્રજાનો ધર્મ છે. સ્વાતંત્ર્ય સંપાદનાર્થે પોતાની શકિત મુજબના માર્ગો સ્વીકારી તમામ રાષ્ટ્રજનોમાં એ માટેની તમન્ના જગા-

વવાને એ યત્નશીલ રહે એમ યોગ્ય મનાયુ છે પણ આઝાદીની માગણી કરતા હિન્દના પોકારને રાજદ્રોહી ગણવામાં આવે છે.

૧૯૪૨ના ઓગષ્ટ મહિનાની એ આઠમી તારીખે હિન્દી જનતાની હૃદયની લાગણી વ્યકત કરતો એક ઐતિહાસિક ઠરાવ પસાર થયો અને એ ઠરાવને અમલી રૂપ આપતા પહેલાં વાઇસ-રોય સાથે વાટાઘાટ કરી સમાધાનનો કોઇ માર્ગ શોધવાની ગાંધીજીને વિનંતિ કરવામાં આવી. પણ સરકારને મહાસભાની માગણી ન રૂચી; અને દેશભરમાં નેતાઓની પકડા પકડી થઇ. બા પણ પકડાયા અને એમને આગાખાન મહેલમાં ગાંધીજીની પાસે રાખવામાં આવ્યા. ગાંધીજીએ એકવીસ દિવસના ઉપવાસ આદર્યા અને બાએ રાતદિવસ ખડે પગે રહીને એમની અશ્રુત સેવા સુશ્રુષા કરી.

એ પછી તો બાની અસ્વસ્થ તબીયતના સમાચાર આગાખાન મહેલના કારાવાસમાંથી બહાર આવવા માંડયાં. હૃદય રોગના સખ્ત હુમલાઓ થવાની વિગતો મળવા લાગી. સારો યે દેશ ચિંતામાં પડયો. બાને જેલ–મૂકત કરી બહારના હૃદય–રોગ નિષ્ણાતોના ઉપચાર કરવા દેવાની સરકારને આખા યે દેશે આર્જ-વતા ભરી વિનંતિ કરી. સરકાર પોતાના વિચારમાં અડગ અને અટલ રહી.

બાને ન્યુમોનીઆનો હુમલો થયો અને તરત જ એ રોગ વધવા માંડયો. લગભગ ચાર અઠવાડીઆથી પથારી વશ બનેલા બા શકિત ગુમાવી બેઠા. અંતિમ ઘડિએ પુનાના સીવીલ સર્જને આખરી ઉપચાર તરીકે 'પેનસીલીન'ની અપ્રાપ્ય અને અજબ ઔષધિનો ઉપયોગ કરવાની હિમાયત કરી. તરત જ હિન્દી સરકારને એની જાણ કરવામાં આવી, બ્રિટિશ લશ્કરી સત્તાવાળાઓએ એલનવોલ નામના બ્રિટિશ તબીબી અમલ-

દારને આ ઔષધિ એક ઘણીજ અગત્યની વ્યકિત માટે જોઇએ છે માટે એક મિનિટનો વિલંબ ન થવો જોઇએ એમ કહી વિમાન મારફતે મોકલી આપ્યો. આઠ કલાકના સતત ઉડ્ડયન પછી એ ઔષધિ પૂના આવી. પણ બેશુધ્ધિ શરૂ થઇ ગયેલી હોવાથી એ ઔષધિનો કંઇ અર્થ રહયો ન હતો.

બા ઘણો ખરો વખત બે શુધ્ધ રહેવા લાગ્યા; પણ કેટલોક વખત આંખ ખોલતા હતા.

"તને જોઇને મને ઘણો આનંદ થયો છે, બેટા." પોતાના નાના પુત્ર દેવદાસને પોતાની પાસે આવતા ઓળખી કાઢી બા બોલ્યા.

થોડોક વખત ગંભીર નિરવતા છવાઇ ગઇ.

"સૂર્યોદય પહેલાં હું મરવાની નથી." ગાંધીજી સામુ જોઇને બા પાછા બોલ્યા. "મરતી વખતે હું તમને બોલાવીશ અને તમે નહિ આવી પહોંચો ત્યાં સુધી શ્વાસ ટકાવી રાખીશ."

આમ ખાત્રી આપી બાએ ગાંધીજીને સુઇ જવાની આગ્રહ પૂર્વક વિનંતિ કરી.



મહાશિવરાત્રિના પરમ પવિત્ર પર્વનો આથમતો સૂર્ય આગાખાન મહેલ પર આખરી પ્રકાશ પાથરી રહ્યો હતો. શિવરાત્રીના સોમવારની એ સાંજ હતી. પરમ શાંતિ પૂર્વક કસ્તુરબાના પુણ્યશાળી આત્માએ પતિના ખોળામાં જ નશ્વર દેહને છોડયો.

જગતભરને એની જાણ થઇ અને સર્વત્ર શોકની લાગણી પ્રસરી ગઇ.

આગાખાન મહેલમાં નિરવતા જેવી શાંતિ પ્રસરી ગઇ.

અંદરનો પ્રકાશ બહારથી ઝાંખો ઝાંખો દેખાવા લાગ્યો. અંદરના ખંડમાં કસ્તુરબાનો મૃતદેહ અખંડ શાંતિમાં સૂતો હતો. એક ઉજળી ચાદર તળે એ વૃધ્ધ દેહ નિરવ શાંતિમાં પોઢયો હતો. જરાક છેટે ઘીનો એક નાનકડો દિપક જલતો હતો. અંતે વાસીઓ બાના મૃતદેહની આસપાસ ભકિતભાવથી ઉભા હતા. સૌના વદન પર ઊંડો વિષાદ છવાયો હતો.

કસ્તુરબાના મૃતદેહને રાત્રે મહેલના ભોંય તળીયાના એક ખંડમાં રાખવામાં આવ્યો હતો. અંતિમ ક્રિયા માટે લઈ જતાં પહેલાં કેસરી વસ્ત્ર હેઠળ સફેદ ખાદીની સાડીમાં વીંટળાયેલા અને કપાળે કુંકુમ ચાંલ્લો ધારણ કરી રહેલા પૂજ્ય કસ્તુરબા જાણે પ્રશાંત નિદ્રા લઈ રહેલાં જણાતા હતા.

મહાત્માજીએ ગયે વર્ષે ઉપવાસ કર્યાં ત્યારથી પૂજ્ય કસ્તુરબાને એમ લાગતું હતું કે પોતાનું અવસાન આગાખાન મહેલમાં જ થનાર છે. ઉપવાસના સમયે આશ્રમની એક બાળા મળવા આવી. તે વખતેજ પૂજય બાએ પોતાના જેલ બહારનાં સર્વ કપડાં જુદી જુદી વ્યકિતઓને વહેંચી દેવાને તેને કહ્યું હતું; અને તેની યાદી પણ આપી દીધી હતી.

"ગાંધીજીએ પોતાના હાથે કાંતેલી અને મારે માટે ખાસ તૈયાર કરેલી ખાદીની સાડી તો મને જેલમાં મોકલી જ આપજો. મારા મરણ પછી મારા દેહપર એ સાડી લપેટવાની છે." પોતાની આખરી ઇચ્છા એ બાળા સમક્ષ બાએ વ્યકત કરી હતી.

પાછળથી આ સાડી તેમને આશ્રમમાંથી મોકલવામાં આવી હતી અને તેમની ઇચ્છા મુજબ તેમનું શબ તેનાથી જ ઢાંકવામાં આવ્યું હતું. ગાંધીજીએ જેલની ચાદર ઓઢાડવાનો પણ આગ્રહ રાખ્યો હતો.

અંતિમ પ્રાર્થનાઓ થઇ. 'વૈષ્ણવ જન'નું સંગીત અંદરના ખંડમાંથી બહાર હલકયું. મધુર ઘંટડી વાગી. બાના મૃત દેહની આરતિ તેમના પૌત્રિ મનુ બહેનના હાથે ઉતારવામાં આવી.

પુષ્પોથી આચ્છાદિત શબવાહિની પૂજ્ય કસ્તુરબાના પુત્રોએ અને સંબંધીઓએ ઉપાડી. અંતિમ સંસ્કારના સાક્ષી બનવાને આવેલા લગભગ એકસો જેટલાં માણસોએ બાના દેહને પુષ્પ-હારોથી આચ્છાદિત કર્યો; ગાંધીજીએ શબવાહિનીને હસ્ત સ્પર્શ કર્યો અને આગાખાન મહેલથી આશરે સો વાર દૂર આવેલાં અગ્નિદાહના સ્થળે લઇ જવામાં આવી.

'મંગલ મંદિર ખોલો દયામય, મંગલ મંદિર ખોલો' એ ભજન સાથે અંતિમ સંસ્કાર વિધિ શરૂ થઇ. પ્રાથમિક ક્રિયા પછી પવિત્ર વેદોચ્ચાર થયા અને બાના મૃતદેહને પવિત્ર ચિતાપર મુકવામાં આવ્યો મહાત્માજીએ પોતે સંક્ષિપ્ત પ્રાર્થના કરી—કુરાન, ગીતા અને બાઇબલમાંથી મંત્રોચ્ચાર કર્યા. ડૉ. ગીલ્ડરે જરથુસ્ત મઝહબના પવિત્ર ધર્મ ગ્રંથમાંથી પ્રાર્થના ઉચ્ચારી અને મીરાં બહેને બાઇબલમાંથી મંત્રોચ્ચાર કર્યા.

"મહાદેવના અંતિમ સંસ્કારો મેં કર્યા, બાના અંતિમ સંસ્કારો તું કર." ગાંધીજીએ હળવે પગલે દેવદાસ પાસે આવી અતિગંભીર અને હૃદયદ્રાવક વાણીમાં પુત્રને કહયું.

ચંદન કાષ્ટની ચિતા રચાય રહી હતી. મૃતદેહપર ચંદન કપુર ચોપડાયા, ચિતાપર ઘી રેડાયું, દેવદાસ હાથમાં અગ્નિ શિખા લઇને ત્રણવાર ચિતાની આસપાસ ફર્યા અને પછી 'ગોવિંદ, ગોવિંદ, ગોવિંદ' ના ઉચ્ચારો સાથે ચિતા સળગાવાઇ.

ગાંધીજીનું હૈયુ ભરાઇ આવ્યું અને આંખમાં ઉભરાતાં આંસુ પોતાની શાલથી લુછતા દેખાયા.

ચંદન કાષ્ટની ચિતા જોત જોતામાં ભડકી. પૂર્વ તરફના પવનથી ભડભડાટ નજળેલી ચિતાની સુગંધિત ધુમ્રશિખાઓ આકાશમાં ઊડી રહી. ગાંધીજી બીજા સમૂહ સાથે સહેજ દૂર આમલીના એક વૃક્ષની છાયામાં બેઠા બેઠા કસ્તુરબાના દેહને ભસ્મીભૂત થતો વિષણ્ણ વદને નિહાળી રહ્યા હતા.



અગ્નિ સંસ્કારના બીજા દિવસનો એ ઉગતો પહોર હતો. બાના અગ્નિદાહના સ્થળે ગાંધીજી પોતાના પુત્રો હરિલાલ, રામદાસ અને દેવદાસ ઉપરાંત આગાખાન મહેલના અન્ય સાથીદારો સાથે સાંજવાની—ટાઢી ઠારવાની અને અસ્થિ—ફૂલ ભેગા કરવાની ગંભીર અને પાવનકારી ક્રિયા કરવાને ધીર અને ગંભીર પગલે ગયા. આગાખાન મહેલના અંતેવાસીઓએ આશ્રમની પ્રાર્થનાઓ ગાઈ અને આવશ્યક ધાર્મિક ક્રિયાઓ કરવામાં આવી. બાની ઠરી ગયેલી ચિતામાંથી યોગ્ય વિધિપૂર્વક અસ્થિ—ફૂલ વીણી લીધા; અને એમને કેળનાં પાંદડા પર રાખવામાં આવ્યા. ચંદન, ધૂપ અને પુષ્પથી એનું પૂજન કરવામાં આવ્યું. અંતિમ પૂજા માટે કેટલાક સ્થાનિક મિત્રોએ મોકલેલા પુષ્પો એ પર ચડાવવામાં આવ્યા.

પૂનાથી ૭ માઈલ પર આલંદી નામનું પવિત્ર ક્ષેત્ર—સ્થળ આવેલું છે. એ સ્થળને પ્રક્ષાલન કરીને પ્રવાહિતા થતી સરિતા ઇંદ્રયાણી અતિ પવિત્ર ગણાય છે. હિન્દની પવિત્ર નદીઓ ગંગા, જમુના, કાવેરી, સરસ્વતિ સાથે ઇંદ્રયાણીની ગણના થાય છે.



પ્રયાગ રાજના પવિત્ર ત્રિવેણી સંગમમાં પધરાવવાના મૂઠીભર અસ્થિ-ફૂલ પૂર્ણ પવિત્રતા પૂર્વક આગાખાન મહેલમાં લાવવામાં આવ્યા અને અગ્નિદાહના સ્થળ પરથી ટાઢી ઠાર્યાં પછી એકઠી કરેલી બાની ‘રાખ’ને આલંદીના પવિત્ર ક્ષેત્ર

પર ભકિત ભાવથી લઇ જવામાં આવી. ધાર્મિક વિધિ અને પ્રાર્થનાઓ કર્યા પછી એ 'રાખ'ને ઇંદ્રયાણીના અસ્ખલિત પ્રવાહે વહેતા પાવનકારી જળમાં પધરાવવામાં આવી.



પાશ્ચાત્ય સંસ્કારોના ભયંકર આક્રમણ કાળે કસ્તુરબાના જીવને આપણા સ્ત્રી સમાજને આર્ય નારીત્વનો આદર્શ પુરો પાડયો છે. એ શાંત સન્નારીના જીવન સંસ્મરણો પણ પરમ પૂનિત અને કલ્યાણકારક છે.

બાની છેલ્લી ઘડીઓનાં સંસ્મરણો નોંધતો એક ખાસ લેખ શ્રી. દેવદાસ ગાંધીએ લખ્યો છે. શ્રી. દેવદાસ ગાંધી એ અંતિમ પળોને અક્ષર દેહ અર્પતા ઉચ્ચારે છે કે.—

"છેક છેલ્લી ઘડી સુધી બાએ કદી પણ સંપૂર્ણ રીતે શુધ્ધિ ગુમાવી ન હતી. રવિવારે સરકારી યાદીએ જ્યારે તેમની સ્થિતિ ગંભીર જાહેર કરી, ત્યારે અનેક નિરાશાઓની વચ્ચે પણ તે આ માંદગીના ઉથલામાંથી બચી જવાની આશા રાખતા હતાં. હૃદયની કામ કરવાની શક્તિ ક્ષીણ થઇ જવાના કારણે છેલ્લાં થોડા દિવસ થયાં તેમના ગુરદા પોતાનું કામ કરવામાં નિષ્ફળ નિવડ્યા હતા અને આ સ્થિતિ તાવ રહિત ન્યુમોનીઆને લીધે વધારે ગૂંચવણ ભરી બની હતી.

લોહીનું દબાણ ૭૫/૫૨ સુધી ઘટી ગયું હતું. ડાકટરોએ તો આશા છોડી દીધી હતી. સોમવારે સાંજે હું ત્યાં પહોંચી ગયો, ત્યારે તેઓ મૃત્યુની વેદના અનુભવી રહ્યાં હતાં. એ વેદના દૂર કરવાને તેમના સાથી નજરકેદીઓ ભકિત–ભાવ ભરી સારવાર કરી રહ્યાં હતાં. તેમણે તે રાત એમને એમ કાઢી એ ડાકટરી ધારણાઓથી ઉલટું જ હતું.

તેમના પૃથ્વી પરના અસ્તિત્વની એ છેલ્લી રાત્રી હતી, અને તેની દરેકે દરેક પળમાં તેમના સાથીઓ અને ગાંધીજીની સારવાર તેમને મળતી રહી હતી.

અડધું ભાનમાં આવતાં બા, તેમને પૂછાયેલા પ્રશ્નોના ટૂંકા અક્ષરોમાં અથવા તો પોતાનું માથું સહેજ હલાવીને ઉત્તર આપતાં હતાં. એક વખત જ્યારે ગાંધીજી તેમની પાસે આવ્યા, ત્યારે તેમણે પોતાનો હાથ ઉંચો કર્યો અને 'કોણ છે?' એમ પૂછ્યું અને જ્યારે લગભગ એક કલાક સુધી ગાંધીજી તેમની પાસે રહ્યાં, ત્યારે તેમને ખુબ નિરાંત વળી હોય એમ જણાયું. એમને પંપાળતાં ગાંધીજીના હાથ ધ્રૂજતા હતા. તેમની પાસે તે કેટલાંક વર્ષ નાના જણાતા હતા.

આ દ્રશ્યે લગભગ બત્રીસ વર્ષ પહેલાંનો દક્ષિણ આફ્રિકામાંનો એક પ્રસંગ મારી દૃષ્ટિ સમક્ષ ખડો કરી મૂકયો, જ્યારે બા ત્રણ માસની કેદમાંથી સંપૂર્ણ શારીરિક નિર્બળ હાલતમાં બહાર આવેલા અને રેલ્વે સ્ટેશન ઉપર મારાં માતા અને પિતાને એક યુરોપિયન મિત્ર મળેલા અને તેમણે પૂછેલું કે "મી. ગાંધી, શું આ તમારી માતા છે?"

મંગળવારની સવારમાં બાની સ્થિતિ વધારે ખરાબ બનેલી જણાઇ. સોમવારે બાને આછી આછી આશા હતી, પણ મંગળવારે તેમણે પણ આશા મૂકી દીધી, છતાં ય તેમનું ચિત્ત સ્વસ્થ હતું. સોમવારથી તે બધી દવાઓ અને પાણી સુધ્ધાં લેવાની ના પાડતા, પણ મંગળવારે બપોરે ગંગાજળનું ટીપું લેવાને તેમણે મોં સારી રીતે ઉઘાડયું હતું. આથી થોડો સમય તેમને રાહત મળી.

બપોર પછી ત્રણેક વાગે તેમણે મને તેડું મોકલ્યું અને

હું પાસે જતાં તેમણે કહ્યું: 'હું જાઉં છું, એક દિવસ જવાનું તો હતું જ; તો આજ શા માટે નહિ?'

હું તેમનું છેલ્લું સંતાન તેમને પકડી બેઠો હતો. દેખીતી રીતે જ મારામાં તેમનો જીવ હતો. પણ આ તથા બીજા કેટલાક હેતભર્યાં અને મધુર શબ્દો સાથે બધાંયની હાજરીમાં તેમણે મારામાંથી મન ખેંચી લીધું. આ વખતના તેમના ઉદ્‌ગારો મૃદુ અને બિલકુલ સ્પષ્ટ હતા.

આ પછી તુરત જ તેમણે પોતાના બન્ને હાથ જોડયા. કોઈની પણ મદદ વગર બેઠાં થઈ ગયાં અને પોતાનું મસ્તક નીચું નમાવીને કેટલીક મિનિટો સુધી તેમણે પોતાનાથી બને તેટલા ઉતાવળા સ્વરે પ્રાર્થના કરી:—

"પ્રભુ! તું મારો આશરો છે, હું તારી દયા માગું છું."

તેમના મુખમાંથી વારંવાર નીકળેલા આ ઊડતા શબ્દોનો ઉપર મુજબ હું અનુવાદ કરું છું.

આ ક્ષણોએ હું ગળગળો થઇ ગયો અને મારા આંસુ લુછવાને હું જ્યારે ઓરડાની બહાર ગયો ત્યારે તે જ વખતે આગાખાન મહેલના વરંડામાં 'પેનીસીલીન'–અજબ ઔષધિ આવી પહોંચી હતી. એનો ઉપયોગ કરવાની ડાકટરોની ભાગ્યે જ ઇચ્છા હતી. ન્યુમોનીઆનું દર્દ એ તો માત્ર એક વધારાનું દર્દ હતું. ગુરદાઓની અંતિમ નિષ્ક્રિયતાને 'પેનીસીલીન' મીટાવી શકયું હોત નહિ અને વિશેષમાં હવે ઘણું મોડું થઇ ગયું હતું.

આશરે પાંચ વાગ્યે બા પાસે જવાને મેં ફરી એકવાર હિંમત એકઠી કરી. આ વખતે તેમણે પુત્રને રાજી કરવા માટેનું છેલ્લું ગંભીર સ્મિત કર્યું. એજ સ્મિતે મને આ ૪૩ વર્ષ સુધી લાડ લડાવ્યાં છે એમ છતાં ય પોતાના પુત્રને હિંમત આપવા

માટેનું મૃત્યુ પામતી વખતે છેલ્લું આશ્વાસન આપતું એ સ્મિત હતુ. મારાં માતુશ્રી કેવળ માનવતાની મૂર્તિ જ હતાં. તેમના ગાઢ પરિચયમાં જેઓ આવ્યા છે, અને તેમનું હેત જોયું છે, તેઓ બધાં પ્રત્યેના હેતમાંથી મારે માટે જે અમુક અંશ બા અનામત રાખતાં તે બદલ તેમની વતી દરગુજર ચાહું છું.

બાના એ સ્મિતે પેનીસીલીનમાંના મારા રસને ફરી ઉત્તેજીત કર્યો અને ડાકટરો સાથે એ બાબત વાતચીત કરવી એ મારી ફરજ છે એમ મને લાગ્યું. તેઓ તે અજમાવવાને ખુશ હતા, પણ તેમણે આશા આપી નહિ.

બાને દર્દભર્યા ઇન્જેકશનો આપવાના ખ્યાલને મેં મંજુરી આપી એવું ગાંધીજીએ જ્યારે જાણ્યું ત્યારે તેમણે મારી સાથે આ સંબંધમાં વાતચીત કરવા ખાતર સાંજના બગીચામાં ફરવા જવાના તેમના નિત્યક્રમનો ભોગ આપ્યો. તેમણે કહ્યું:–

"તારી માને તું મટાડી શકીશ નહિ." "તું ગમે તેવી અજબ ઔષધિ લાવીશ તો પણ તેમ તું કરી શકીશ નહિ. તું આગ્રહ કરીશ તો હું કબૂલ રાખીશ. છતાં તારૂં માનવું બિલકુલ ભૂલ ભરેલું છે. છેલ્લાં દિવસ થયાં તેણે તમામ દવાઓ અને પાણી લેવાની ના પાડી છે. હવે તે ઇશ્વરના હાથમાં છે. તારી ઇચ્છા હોય તો તું વચ્ચે પડ. પણ તું જે માર્ગ લઇ રહ્યો છે તે માટે હું તને સલાહ નથી આપતો. પણ એટલું યાદ રાખજે કે મૃત્યુને ખોળે પડેલી એક માતાને દરેક ચાર છ કલાકે એક ઇન્જેકશન આપીને તેને શારીરિક કષ્ટ આપવા તું મથે છે."

મારાથી દલીલ કરી શકાઇ નહિ. ડાકટરો ને તો ખૂબ નિરાંત વળી. મારા પિતાજી સાથેના મારા વાદવિવાદમાં આ

સૌથી વધારે પ્રેમાળ વિવાદ થયો કે તુરત જ સંદેશો આવ્યો કે "બા બાપુને બોલાવે છે." તે ત્યાં ગયા અને બાને આરામ ભર્યો ટેકો આપનારાંઓની પાસેથી તેમણે તેમને લીધાં. પોતાનાં ખભા સાથે તેમણે બાને ઢળતાં બેસાર્યાં અને પોતાનાથી બને તેટલો આરામ તેને આપવાનો પ્રયાસ કર્યો.

બીજાં દશેક માણસોની સાથે હું પણ સામે ઉભો રહીને જોઇ રહ્યો હતો. ત્યારે મેં જોયું કે બાના ચહેરા ઉપરની છાયા ઘેરી બની રહી હતી, છતાં તે બોલતાં હતાં અને વધારે આરામ માટે પોતાના હાથ હલાવતાં હતા. એ પછી આંખના એક જ પલકારામાં એ છેલ્લી પળ આવી પહોંચી. કેટલીય આંખોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં, જ્યારે ગાંધીજી પોતાનાં અશ્રુ પરાણે ખાળી રહ્યા હતા બાની સાથે આજસુધી જે પ્રિય ભજન હંમેશાં ગવાતું હતું તે જ ભજન અર્ધ ચંદ્રાકારે ગોઠવાઇ ગયેલા જૂથે ગાવા માંડ્યું. બે મિનિટ પછી બા સ્થિર થઇ ગયાં. એમનો પ્રાણ ઊડી ગયો. મહેલમાંના એક જણે મને પાછળથી કહેલું: 'અમે જમી રહીએ એનીજ બા વાટ જોતાં હતાં." નજરકેદિની છાવણીમાં છેલ્લું ભોજન સાંજના છ વાગ્યે લેવાય છે. બાએ ૭–૩૫ મિનિટે દેહ છોડ્યો.

આ લીંટીઓ હું જ્યારે લખી રહ્યો છું ત્યારે બાનાં અસ્થિ પુષ્પ ગંગાજીમાં સોમવારે પધરાવવા માટે હું અલ્હાબાદ જઇ રહ્યો છું. બાની ઠરી ગયેલી ચિતામાંથી યોગ્ય વિધિ પૂર્વક છાવણીના માણસોએ શુક્રવારે વીણી લીધેલા મૂઠી ભરીને અસ્થિ છે અને કેળના પાંદડામાં યોગ્ય વિધિસર ચંદન પુષ્પ વગેરે સાથે તે રાખવામાં આવેલ છે.

આ રીતે મારાં માતુશ્રીની સાથે હું પ્રવાસ કરી રહયો છું, છતાંય હું જાણું છું કે હું ફરી કદી પણ એમની સાથે

પ્રવાસ કરી શકવાનો નથી. આ અસ્થિને એ મહા નદીના સંગમમાં પધરાવવાનો વિધિ કરવો જોઇએ એવો ગાંધીજીનો સ્પષ્ટ નિર્ણય હતો. તેમણે મને કહેલું કે "કરોડો હિન્દુઓ આ ક્રિયા કરે છે અને આ કરવાથી તારી માતા ખુશ થશે." ગાંધીજીના આ નિર્ણયને પૂજ્ય પંડિત મદનમોહન માલવીયા તરફથી આવેલા તારથી ટેકો મળ્યો. તેમણે પણ એ વિધિ કરવો એવી પોતાની ઇચ્છા દર્શાવી હતી.

રાખનો મોટો ભાગ તો રિવાજ પ્રમાણે પૂના પાસેની ઇંદ્રાયણી નદીમાં પધરાવવામાં આવ્યો હતો...મારે માટે, તેમજ શુક્રવારે સવારે સૂર્યોદય પહેલાં નદીએ એકઠા મળેલા એ નાનકડા સમુદાયને માટે એ એક ગંભીર અને પાવન કારી ક્રિયા હતી. અગ્નિ સંસ્કારને બીજે દિવસે, એકઠી કરાયેલી રાખમાંથી થોડોક ભાગ નજરકેદની છાવણીમાં રાખવામાં આવ્યો છે, અને એમાં કાચની પાંચ બંગડીઓનો પણ સમાવેશ થાય છે. આ બંગડીઓ ચિતાના એકભાગ રૂપ જ હતી અને ચિતા સંપૂર્ણ રીતે સળગી રહ્યાં પછી આ બંગડીઓ એવી ને એવી, જરા ય ફૂટયા વિનાની મળી આવી હતી.

બાની માંદગી ૧૯૪૨ ના સપ્ટેમ્બરમાં નજરકેદની છાવણીમાં જ શરૂ થઇ હતી. એ વખતે પહેલી જ વાર હૃદય રોગનાં ચિન્હો નજરે પડ્યાં હતા, એ પહેલાં કદી યે એમને હૃદય રોગના હુમલા થયા નહોતા. જો કે છેલ્લાં ચાર પાંચ વર્ષથી એમની તબિયત તો નબળી–સબળી રહ્યાં કરતી હતી, પણ ૧૯૪૨ ના સપ્ટેમ્બરમાં જે પહેલો ઉથલો આવ્યો એ પછીથી એમની તબિયત સારી થઇ જ નહિ. શારીરિક રીતે તેમ જ માનસિક રીતે કારાવાસનો શ્રમ વેઠવાને તેઓ શક્તિમાન નહોતાં, એમ કહેવું જરા ય અતિશયોકિત ભર્યું નથી. પહેલાં ઘણીયેવાર કારાવાસ

ભોગવ્યો હતો. ખાસ કરીને રાજકોટમાં દૂર દૂરના ગામડાંમાંની એ એકાંત કેદ કે જેણે એમને સદંતર ભાંગી નાખ્યાં હતાં. પણ આ છેલ્લો કારાવાસ તો પહેલેથી છેલ્લે સુધી એમને માટે ભારે આકરી કસોટીરૂપ બની ગયો હતો. એમાં એમનું મન અને એમનું શરીર ક્ષીણ થતું ગયું હતું. મહેલાતનું વાતાવરણ એમની રૂચિથી સદંતર વિરૂધ્ધ હતું. કાંટાળા તારોની વાડ અને પહેરેગીરો એ દૃશ્યને સંપૂર્ણ બનાવી રહ્યાં હતા.

ગયે વર્ષે એમણે પોતે જ મારી પાસે સેવાગ્રામની નીચી છતવાળા ઝુંપડાનું વર્ણન કર્યું હતું. એ ઝુંપડાઓમાં પાછા જવાને તેઓ તલસી રહ્યાં હતાં એમ જાહેર કરવામાં હું મારી વહાલી માતાનાં સ્મરણને કંઇ હાનિ પહોંચાડતો નથી. અચોક્કસ સમય સુધીની નજરકેદની વાત એમનાં દુઃખમાં વધારો કરી રહી હતી અને ગમે તેવી દેખરેખ અને સંભાળ તેમ જ આરામ પણ એમના મન અને આત્માને શાંતિ આપવાને અસમર્થ હતા.

બીજાં હજારો માણસો, જેમાંના કેટલાક એમનો નિકટનો પરિચય ધરાવતાં હતાં, એ બધાં પણ આવી જ નજરકેદની યાતના ભોગવી રહ્યાં છે એ વિચાર એમના દુઃખને વધારે તીવ્ર બનાવી મૂકતો હતો અને છેલ્લાં દોઢ વર્ષથી એમની એક મૂંગી પ્રાર્થના એ રહી હતી કે બીજાઓને છોડવામાં આવે તો હું અને બાપુ ભલે કાયમને માટે નજરકેદમાં રહેતાં !

એમની માંદગીના છેલ્લાં ગંભીર તબક્કાઓ દરમ્યાન એમને જો છોડી મૂકવામાં આવત તો કંઇ ફેર પડત ખરો ? એમને છોડી મૂકવામાં આવત અને સાથે સાથે એમને જ્યારે ઇચ્છા થાય ત્યારે નજરકેદની છાવણીમાં પાછા આવવાની છૂટ મળત તો જરૂર ફેર પડત. એ સંપૂર્ણ દયાવૃત્તિ કહેવાત. પણ એ હકીકત

છે કે એમને છૂટકારાની ઑફરના માનસિક સ્વરૂપનો ય લાભ કદી મળ્યો ન હતો–કિરતારે આપેલા અંતિમ દયાભર્યા છૂટકારા સિવાય. એટલે જ્યારે મેં જોયું કે અમેરિકામાંના હિન્દી સરકારના એજન્ટે એવું નિવેદન કર્યું છે કે હિન્દી સરકારે તો કેટલી યે વાર એમને છોડવાની ઇચ્છા કરી હતી, પણ એમણે જ એ ઑફર સ્વીકારવાની ના પાડી હતી, ત્યારે મને ભારે આઘાત અને અચંબો થયો. સરકાર તરફથી આ બાબતમાં હિન્દમાં જે જાહેરાત થઈ છે એથી યે આ નિવેદન જુદું પડે છે અને અમેરિકામાં જે આ જુદી જાતનું નિવેદન વહેતું મૂકાયું છે એને માટે હજી સુધી કોઇ ખુલાસો થયો હોવાનું મેં જાણ્યું નથી.

અંતમાં ગાંધીજી આ બધી કસોટીમાંથી કેવી રીતે પાર ઊતર્યાં તે વિષે બે શબ્દો કહી લઉં. તેઓ દેખીતી રીતે જ શ્રમિત થયેલા જણાતા હતા. એમના જીવનમાં આજે તેઓ જે છે તે મોટે ભાગે એમને જ આભારી છે. પણ તેઓ જ્ઞાનીના જેવી શાંતિ ધારણ કરી રહ્યાં છે અને લાગણીઓને એમની પાસેથી આશા રાખી શકાય એ રીતે અંકુશમાં રાખી રહ્યાં છે. એમની આસપાસનું વાતાવરણ ગ્લાનિ રહિત દિલગીરીનું વાતાવરણ હતું અને જ્યારે અમે ભાઇઓએ શુક્રવારે નજરકેદીની છાવણીમાંથી વિદાય લીધી ત્યારે એમણે આંસુને બદલે એમનું હંમેશનું ટીખળ કર્યું હતું. એમની તબિયત સારી છે એમ હું માનું છું."



પ્રયાગ રાજના પુણ્ય ક્ષેત્રમાં કસ્તુરબાના અસ્થિ–પુષ્પ જઇ પહોંચ્યા. પુષ્પોથી મઢેલી પાલખીમાં એ અસ્થિ–પુષ્પ પધરાવવામાં આવ્યા. પંડિત મદનમોહન માલવીયાએ એ અસ્થિ પર પુષ્પહાર ચઢાવ્યો અને સરઘસ રચાઇ ગયું.

**૧૯૩૦–૧૯૩૨ ની લડત વખતે આઝાદ મેદાનમાં મળેલી સભામાં પૂજ્ય કસ્તુરબા**

ત્રિવેણી સંગમ પર સરઘસ સાથે પાલખી આવી પહોંચી. શ્રી. દેવદાસ ગાંધીએ ગંગા, જમના અને સરસ્વતિના પવિત્ર સંગમ–જળમાં સ્નાન કર્યું. ગીતામાંથી કેટલાક શ્લોકોનું ઉચ્ચારણ કર્યું. બ્રહ્મચારી પ્રભુદત્તે અસ્થિનિક્ષેપની અંતિમ ક્રિયા કરાવી અને પવિત્ર નદીના પવિત્ર પાણીમાં એ પૂનિત અસ્થિ–પુષ્પને પધરાવવામાં આવ્યા; અને "પિતૃ પાંખડી ભળી ગઇ."



કસ્તુરીના પરિમલ છૂપાવ્યાં છૂપતાં નથી. એતો જન્મ્યાં પહેલાંજ પોતાની સુગંધ પ્રસરાવે છે. પરંતુ જેની પાસે હોય છે, એ મૃગને તો એની જરા જેટલી યે જાણ હોતી નથી.

પૂણ્યશ્લોક કસ્તુરબાનું જીવન પણ એ કસ્તુરી સમું જ હતું. એમને પોતાને પોતાના ગુણોની જાણ ન હતી, પરંતુ જે મહાનુભાવોએ એમના વત્સલ સહવાસનો લાભ લીધો છે, તેમને તો એ ગુણોની જાણ થયા વગર રહી શકી જ નથી.

અને આજે જ્યારે કસ્તુરબા આપણી વચ્ચે રહ્યા નથી, ત્યારે એમનું અમર વ્યકિતત્વ હિન્દી સ્ત્રી–જીવનના ઇતિહાસમાં કસ્તુરી સમ ચિરકાળ મહેકતું રહ્યા વગર રહેનાર નથી.



ગાંધીજીએ પોતાનો જીવન-પંથ નકકી કર્યો અને ફિનિકસ આશ્રમ, પાશ્ચિમાત્ય સંસ્કૃતિ આત્માવિહોણી અને અને અધાર્મિક હોઇ સંસારના વિનાશનું મૂળ જણાતા સ્થાપ્યું. યોગ્ય જીવન ઘડવાનો પોતાના મનોમંથનને મૂર્તિરૂપ આપવા

માંડયું; એટલું જ નહિ પરંતુ આખાય કુંટુંબને પોતાના વિચારોથી રંગવા માંડયું.

ગાંધીજીના જયેષ્ટ પુત્ર શ્રી. હરિલાલને અસંતોષ થયો. કૌટુંબિક દશા સંતોષકારક નથી, પોતાને અને અન્ય નાના ભાઈઓને કેળવણી આપવાને હજી ગાંધીજીએ કાંઈ સાધન ભેગું કર્યું નથી. જાહોજલાલી, વૈભવ, માન-પ્રતિષ્ઠા અને ધન મેળવવાને બદલે ફકત દેશ સેવાના અને સાધુતાના પંથે તે વિચરતા હતા. ગાંધીજી પ્રત્યે તેમના હૃદયમાં અસંતોષ ધૂંધવાયા કર્યો.

શરીર શ્રમ કરવો, ધંધો કરવો, ઉદ્યોગ કરવો, બીમારોની સરવાર કરવી, સંયમ, યમ-નિયમ પાળી, વ્રતો કરી સંસારની સેવા માટે તૈયાર થવું અને મોક્ષ માટે ભાથું બાંધવાની વાતો હરીલાલને ન ગમે. આધુનિક કેળવણીની સંસ્થાઓમાં પારંગત થઈ, પરીક્ષાઓ પસાર કરી, ઉપાધિઓ મેળવીને જીવન આગળ ધપાવવાની મહત્વાકાંક્ષા તેમના હૃદયમાં જાગેલી તે કેમે ય કરી શમે નહિ. બાના મનમાં પણ એમ જ થયા કરે.

"એમણે શું ધાર્યું છે ? છોકરાને અભણ રાખવાં છે ? બધાંને લંગોટી પહેરાવવી છે. ગરીબ ભિખારી રાખવાં છે ?"

આવા ઉદ્‌ગારો બા વારંવાર કાઢયાં કરે. ગાંધીજી તેમને પ્રસંગ મળે ત્યારે સમજાવે, પણ ખરી રીતે તો એમનું હૃદય કેમે ય કરીને માને નહિ.

"તમે બેરિસ્ટર થયા અને દેશ સેવા કરવા શકિત મેળવી, તેમ અમે શકિત મેળવીએ અને ધનપ્રાપ્તિ કરીએ, ત્યાર પછી સાધુતાનો અને દેશસેવાનો વિચાર કરીશું." હરિલાલ ગાંધીજી સાથે દલીલ કરતા કહેતા.

આ વિચારોએ હરિલાલના હૃદયમાં ઘર કર્યું, તેમને લાગ્યું કે જ્યાં સુધી તે બાપુજી સાથે રહેશે ત્યાં સુધી તે તેમના પાસમાંથી છુટી શકશે નહિ. તેમની પાસેથી છટકવાનો આખરે તેમણે વિચાર કર્યો.

એક દિવસ ફિનિકસમાં ગાંધીજીએ જાણ્યું કે હરિલાલ જ્હોનિસબર્ગથી ચાલ્યો ગયો છે અને પહેલી જ સ્ટીમરમાં દેશ તરફ ઉપડવાનો છે. તે સંબંધે તેમનો પત્ર પણ મળેલો. ગાંધીજીને આ ખબર અસહ્ય લાગી.

"હરિલાલ, ચાલ્યો ગયો? મારાથી અસંતોષ પામી ચાલ્યો ગયો? તને આ શું સૂઝયું? હરિલાલ, તેં આ શું કર્યું? મને મળ્યો પણ નહિ? હું એટલો બધો અકારો–નિર્દય લાગ્યો? હરિલાલ, તું કેમ ચાલ્યો ગયો?"

આમ વિહવળતાથી ગાંધીજીએ એ દિવસ હૃદયમાં બેચેની ભોગવી, વ્યથા અનુભવી.

હરિલાલ સ્ટીમરમાં દેશ તરફ ઉપડે તે પહેલાં તાર કરી પાછા બોલાવ્યા અને પાછા આવ્યા ત્યાં સુધી પુત્રવત્સલ ગાંધીજીએ વિહ્વળતા ભોગવી.

આમ છતાંય ગાંધીજી પોતાના વિચારોમાં મકકમ રહ્યા. પોતાના વિચારોમાં તેમણે સહેજ પણ ક્ષતિ આવવા ન દીધી. આખરે વિરોધ છોડી દીધો અને હરિલાલને દેશમાં જવા દીધા.

પણ ગાંધીજીના જીવન પ્રવાહનો હરિલાલે વિરોધ કરી બંડ ઉઠાવ્યું. તેની અસર બીજાં ભાઈઓ ઉપર પણ થઈ. બાને પણ હરિલાલનો વિયોગ સાલે. તેમની ટોકણી મણીલાલને હોય કે કાંઈક અભ્યાસ કરો, ભણો. પણ શું ભણે? ગાંધીજી પાસે

બા વાત કરે અને ગાંધીજી તેમને કેળવણીનો—સાચી કેળવણીનો પાઠ સમજાવે.



સાબરમતી આશ્રમ હિન્દનું રાષ્ટ્રીય પાટનગર બની ગયેલું એ દિવસોની આ વાત છે. અનેક મહેમાનો અણચિંતવ્યા આવી પડતા. આશ્રમના જુદા જુદા રસોડે એમના ભાણા વહેંચાઇ જતાં, જેમાં સૌથી મોટો હિસ્સો બાના રસોડાના ફાળે આવતો.

એક દિવસ સઘળા જમી પરવાર્યા—રસોડું ધોઇ કારવીને સાફ કરી વાસી દીધા પછી બા પોતાના ઓરડામાં આરામ લેવા થોડીવાર આડાં પડયાં હતા. એમની તબીયત ત્યારે સારી રહેતી નહોતી, અને એ દિવસે ખૂબ થાકયાં પણ હતા.

ગાંધીજી હળવેક રહીને રસોડામાં આવ્યા. અને ધીમે સાદે બાના રસોડાના એક 'એસીસ્ટંટ'ને બોલાવ્યો પડખેના ઓરડામાંથી બા જાગી ન જાય તેટલા માટે ગાંધીજી ધીમે સાદે બોલતા હતા. એક જ કલાકમાં કેટલાક નામાંકિત મહેમાનો આવવાના હોઇ એમને માટે રસોઇ તૈયાર કરવાની હતી. આવનારામાં એક શ્રી. મોતીલાલ નેહરૂ પણ હતા.

"બાને તસ્દી આપ્યા વિના તમે છોકરાં જ ચુલો સળગાવી, શાક સમારી, બીજી બધી તૈયારી કરી નાખો અને બાની જરૂર પડે ત્યારે જ એમને ઉઠાડજો." બાના ઓરડા તરફ જોઇને ગાંધીજીએ હોઠ પર આંગળી મૂકી કહ્યું. "અને જુઓ, એને સતાવશો નહિ; બા મારા પર નહિ ચીડાય તો તમને ઇનામ મળશે."

અને પછી નાકે આંગળી મૂકી દબાતે પગલે ત્યાંથી સરકી

જતાં ગાંધીજી એકાદ નિર્દોષ કાવતરાખોર બાળક જેવા લાગતા હતા.

બાના 'એસીસ્ટન્ટો' એ કામકાજ શરૂ કરી દીધું. ચુલો સળગ્યો, શાક સમારાયું અને કણેક પણ બાંધીને તૈયાર કરવામાં આવી, ત્યાં કોઇકના હાથમાંથી થાળી છટકીને ખણણ કરતી ભોંય પર પડી અને બા જાગી ઊઠયાં. એમને મને બિલાડી હશે એટલે પોતાના ઓરડામાંથી સીધાં રસોડામાં આવ્યાં અને ત્યાં ચાલતી પ્રવૃત્તિ જોઇને દંગ થઇ ગયાં. આ બધું શાનું ધાંધલ છે એમ હસતાં હસતાં એમણે પૂછ્યું. એ હાસ્યમાં જ ગાંધીજીના કાવતરાનો ભેદ પોતે ઉકેલી લીધો હોવાનો વિજય સમાયેલો હતો.

રાત્રે, બધા મહેમાનો વિદાય થયા બાદ પ્રાર્થના પછી બા એકાએક ગાંધીજી સમક્ષ પહોચ્યાં અને આંખમાં કૈંક તોફાની ચમકાર સાથે સવાલ કર્યો:—

"તમે મને મહેમાનોનું આગમન જણાવીને વેળાસર રસોઇ કરવાની વાત કેમ ન કરી ? શું હું એવી આળસુના કોથળા જેવી છું ?"

"તમે નથી જાણતા, બા કે એવા પ્રસંગે મને તમારી બીક લાગે છે ?" ગાંધીજીએ પણ આંખમાં રમતા એ જ તોફાન સાથે જવાબ આપ્યો.

"તમે વળી મારાથી બીતા રહો ?" બા અવિશ્વાસ ભર્યું ખડખડાટ હસી પડયા.

પરંતુ ગાંધીજી સાચું જ બોલ્યા હતા. જગતમાં બીજા કોઇનો ડર એમને ન હતો, પરંતુ પોતાની નાની શી ગૃહિણીનો ડર તો એમને હંમેશા રહેલો.



ધીરજથી ઘણી યે ચિંતાઓ બાએ સહન કરી જાણી છે. તેમના મોટા પુત્ર હરિલાલનું વર્તન ગાંધીજીને દુઃખ ઉપજાવનારૂં નીવડયું હતું, ત્યારે માતૃ હૃદયને એ વેદના કેટલી તીવ્ર લાગી હશે ? હરિલાલે કરેલો ધર્મ પલ્ટાનો પ્રસંગ કેટલો આઘાતજનક નિવડયો હશે ? આમ છતાંય માતૃહૃદય એ માતૃહૃદય જ રહ્યું હતું.

વૃંદાવનમાં ગાંધી સેવા સંઘની સભામાં હાજરી આપવા જતાં પૂજ્ય ગાંધીજી તથા પૂજ્ય કસ્તુરબાને લઇને ટ્રેન દોડી રહી હતી. બા પ્રસન્ન ચિત્તે વાતો કરી રહ્યાં હતા.

કટની સ્ટેશને ટ્રેન આવીને ઉભી. 'ગાંધીજીકી જય'ના જયનાદોથી સ્ટેશનનું પ્લેટફોર્મ ગાજી ઉઠયું. સેંકડો ગાંધી ભકતો ડબ્બા તરફ દોડ્યાં. એ બધાની વચ્ચેથી માર્ગ કરી એક માનવી ડબ્બાની બારી પાસે આવ્યો. એને જોઇને પહેલી હસી ઉઠી કસ્તુરબાની આંખો. એ હતા ગાંધીજીના સૌથી મોટા પણ પૂજ્ય કસ્તુરબાના સહુથી પ્યારા પણ ત્યજાયેલા પુત્ર શ્રી. હરિલાલ ગાંધી. કદાચ થાકથી, કદાચ ગરીબાઇથી અથવા માતા–પિતાના મિલનના ક્ષોભથી એમનું મુખ મ્લાન દેખાતું હતું, વસ્ત્રોનું પણ ઠેકાણું નહોતું.

ગાંધીજી પાસે ઉભા રહેવાની શ્રી. હરિલાલની હિંમત નહોતી. પિતાના તેજની નિકટ જવાનું તેમનામાં ધૈર્ય પણ નહોતું. પિતાએ તેમના હાલહવાલ જોઇને કુશળ વર્તમાન પૂછ્યા. તેના જવાબ પણ ધ્રુજતે હૈયે જ આપીને તુરત તે બાની પાસે પહોંચ્યા.

બાની આંખો હરિલાલને જોતાં જ પહેલાં ·હસી-પછી ભીની થઇ. કયાં સુધી માતાના હૈયાની હેત–નીતરતી આંખોએ

એને નિરખ્યાં કરીને બાએ અનેક પૂછપરછ કરી.

થોડીક મિનિટો વીતી અને ધ્રુજતે હાથે શ્રી. હરિલાલ ગાંધીએ ખીસામાંથી એક મોસંબી કાઢી બા સમક્ષ ધરી.

"બા, કોઇ પાસે માગીને લીધી છે—પણ તમારે ખાવી જ પડશે હોં !"

ધ્રુજતે હાથે પણ એથી યે વધુ તો ફફડતે હ્રદયે બાએ મોસંબી લીધી; અને વળી વધુ થોડી મિનિટો સુધી બાના પ્રેમાળ પ્રશ્નો હરિલાલને મૂંઝવી રહ્યા.

ગાડી ક્યારે ઉપડી, એની બાના પ્રેમાળ હૈયાની હૂંફ કોઇક કીંમતી મૂડીની જેમ સાચવી લેવા મથતા હરિલાલને કે ત્યજાયેલા પણ વહાલા પુત્રને હૈયું ભરીને નીરખી રહેલાં બાને પણ ન ખબર રહી. પ્લેટફોર્મ છોડી ગાડી આગળ વધી ત્યાં બાના હ્રદયમાંથી ઊંડા નિશ્વાસ છૂટયાં અને ઉદ્વેગમાં કપાળ કુટીને બાએ કહ્યું :—

"અરેરે, મેં હરિલાલની માગી આણેલી એક મોસંબી લીધી, પણ અહીં કરંડિયા ભરીને ફ્રુટ પડયાં'તા તેમાંથી એ ભૂખ્યા દીકરાને કંઇ આપવાનું યે મને ન સૂઝયું ?" અને... બાની આંખમાંથી દેવોને યે દુર્લભ એવું પુત્રવાત્સલ્યનું ઝરણું વહેવા લાગ્યું.

એ પુત્રવાત્સલ્યનાં ઝરણુના સાક્ષીભૂત શ્રી. દુર્ગાબહેન દેસાઇની આંખો પણ તે વખતે ભીંજાયા વિના ન રહી.



**જ્યાં** ગાંધીજી ત્યાં કસ્તુરબા તો હોયજ; અને મીઠી મજાકની છોળો પણ ઘણી યે વાર ઉછળતી જ હોય.

એક વાર જાહેર સભાના અંતે ગાંધીજીએ બાને પૂછ્યું:-

"મારી સાથે આવવું છે? સારૂં સારૂં ખાવાનું મળશે."

બાએ હા પાડી એટલે ગાંધીજીએ કહ્યું:-

"શું લગ્નના હક ભોગવવા છે?"



નાગપુરના કેટલાક હરિજનોએ મધ્યપ્રાંતના કોંગ્રેસ પ્રધાન મંડળમાં હરિજન પ્રધાન ન લેવા માટે ગાંધીજી સામે વિરોધ પોકાર્યો. એમાંથી કેટલાક નાદાનોની એક નાની ટોળી ઉપવાસ જાહેર કરીને સેવાગ્રામ પહોંચી. અજાતશત્રુ ગાંધીજીએ તો લાક્ષણિક નિખાલસતાથી એ વિરોધી હરિજનોને આવકાર્યા અને ઉપવાસનો નિર્ધાર સાંભળી એમને બેસવા-રોકાવાની સગવડ કરવા માંડી.

બાની ઝુંપડીમાં એક મોટો અને એક નાનો એમ બે ઓરડા હતા. નાનો ન્હાવા-કપડાં બદલવા વગેરે કામમા વપરાતો. ગાંધીજીએ બાને બોલાવી કહ્યું:—

"આ હરિજનોને તમારા મોટા ઓરડામાં રાખો."

હરિજનોના ઉધ્ધારક ગાંધીજીની જ સામે ઉપવાસ કરવા આવેલાં આ નાદાનોને પણ ગાંધીજી આવી સગવડ આપે અને પોતાને ન્હાવાની ઓરડી વાપરવાની સ્થિતિમાં મૂકે એ બાને ન રૂચ્યું.

"એમને તો તમે તમારા દીકરા કરીને રાખ્યા છે તે તમારીજ ઝુંપડીમાં બેસાડો."

"હા, પણ મારા દીકરા એ તમારા તો ખરા જ ના!"

અટ્ટહાસ્ય સાથે ગાંધીજીએ બાને નિ:શસ્ત્ર કર્યાં અને એ નાદાન હરિજનોને પણ બાએ પોતાના ઓરડામાં સગવડ

કરી આપી માતૃપદની ફરજ બજાવી.



ગોળમેજી પારિષદમાં જવા પહેલાં ગાંધી–ઇરવીન કરારની કોઇ કલમની સમજાવટ કરવા ગાંધીજી સીમલા ગયા હતા. સાથે મીરાં બહેન, કસ્તુરબા અને કેટલાંક મહાસભાવાદી નેતાઓ હતા.

એક દિવસ સાંજે કસ્તુરબા ઉતારા પર ચિંતાતુર અને અસ્વસ્થ બનીને બેઠા હતા. ત્યાં એમને જે. એચ. સહાની મળવા આવ્યા. અને ચહેરો ઉતરી જવાનું કારણ પૂછ્યું.

"એ દિવસથી બાપુ માટેનો સુપ બનાવ્યો પણ બાપુને ખાવો ભાવ્યો નહિ. હું ઘણી યે વેળા બાપુને સુપ બનાવી દઉં છું પણ બાપુને પસંદજ પડતો નથી. "બાએ પોતાની ચિંતાનું કારણ જણાવ્યું. મીરાં બહેન સુદ્ધાંએ ફરીયાદ કરી કે સુપ બરાબર ઉકળેલો લાગતો નથી. આ બધા કહેવાનો અર્થ એજ થયો કે હું કાળજી રાખતી નથી."

સહાની બાની ચિંતાનું કારણ સમજી ગયા.

"બા, હું તમને એક રસ્તો બતાવું તેમ કરો. સુપ જે વાસણમાં ઉકળવા મૂકો એ પર ઢાંકણમાં ઠંડુ પાણી રાખો. આનું કેવું પરિણામ આવે છે એ મને કાલે કહેજો."

બાએ સહાનીની શીખનો તુરત ઉપયોગ કર્યો. બા સુપ બનાવીને ગાંધીજી આગળ લઇ ગયા. ગાંધીજીએ રસપૂર્વક એ સુપ આરોગ્યો અને વખાણ કરવા લાગ્યાઃ—

"સુપ આજે તો બહુ સ્વાદિષ્ટ થયો છે. કંઇ કારણ સમજાતુ નથી" કહીને ગાંધીજી ખૂબ હસી પડયા. બાએ કોઇ ઉત્તર આપ્યો નહિ પણ સહાની પાસે જઇને એના કાનમાં કહ્યું:–

"તમારી આ યુક્તિ મારા સ્પેશીયલ પેટન્ટ તરીકે મારી પાસેજ રહેવા દો. કોઈને સુપનું રહસ્ય કહેતા નહિ હો !"



"આ ખાદી તો બહુ જાડી અને ભારે હોઇને રસોડાના તથા બીજા ઘરકામમાં ત્રાસ પડે છે તો એટલા પુરતી બારીક સાડી પહેરવી કે નહિ ?" કસ્તુરબાએ ગાંધીજીને એક દિવસે પુછ્યું.

"ખાદી જો કઢંગી લાગતી હોય તો તમે ખાદી ઉતારી નાખી શકો અને જેવાં દુનિયામાં આવ્યા છો એવા જ રહીને તમારૂં કામ કરી શકો છો."



મહાદેવભાઇ મરણ પામ્યા ત્યારે ફક્ત કસ્તુરબા જ એમની પાસે હતાં. ગાંધીજી તો પછીથી આવ્યા હતા. બાએ મૃદુ અવાજે બૂમ મારી. "મહાદેવ ! મહાદેવ !" પરંતુ ઉત્તર મળ્યો નહિ. એટલે બા નિરાશ થઇને પાછા બોલ્યાઃ–"મહાદેવ ! તું બોલતો કેમ નથી ? આમ જો બાપુ તને બોલાવે છે !" પરંતુ એનો ય કંઇ ઉત્તર મળ્યો નહિ ત્યારે અત્યંત કકળી ઉઠીને રડતા રડતા બોલ્યાઃ–"તારા પહેલાં મારો વારો હતો ! મહાદેવ, તેં જ મને કહ્યું હતું કે 'બા આ વેળા તમે જીવતા નહિ રહો.' અને આજે તું જ અમને છોડી ચાલ્યો ગયો !"

પણ એ વેળા કસ્તુરબાને એમ સુઝયું નહિ કે પોતાનો વારો પણ જલ્દી જ આવનાર છે.



('ભગિની'ના કસ્તુરબા સ્મારક અંકમાંથી નીચેના સંસ્મરણો આપ્યા છે.)



આગાખાન-મહેલના બંદીવાનોને મળવાની, ખાસ રજાથી, એમનાં સગાંસંબંધીઓ અને આપ્તજનોને છૂટ આપવામાં આવી હતી-જોકે આ છૂટને સારી પેઠે મર્યાદા હતી. મળવા જવા માટે અગાઉથી તપાસ કરવી પડતી હોય છે-સરકારને રીતસર જણાવવું પડતું હોય છે. એ વિધિ અનુસાર ડિસેંબર માસના આખરી દિવસોમાં મુંબઇ વસતાં ગાંધી-કુટુંબનાં કેટલાંક સંબંધીઓને બા-બાપુજીને મળવાની રજા અપાયેલી.

બાની તબિયત તો એ વખતથી જ લથડી હતી, જોકે એ વખતે બા બેસી-ઊઠી શકતાં હતાં, પણ શરીરમાં અશક્તિ અને નબળાઇ વધતી જતી હોય એમ સ્પષ્ટ દેખાતું હતું.

આગંતુકોમાંનાં બે બહેનોએ બાના માથામાં તેલ નાખ્યું. બા માથું ઘસાવતાં જતાં હતાં અને સગાંસંબંધીઓના કુશળ-સમાચારો પૂછતાં જતાં હતાં. નાના બાળકથી માંડીને ઘરડેરા સુધીનાં કુટુંબીઓના બધાંના સમાચાર બાએ વિગતથી પૂછ્યા, વચ્ચે વચ્ચે બાપુ પણ પૂછતા હતા ને સાંભળતા હતા.

બાના વાળ સામે જોઇ હસતાં હસતાં બાપુએ ટીખળ કરતાં કહ્યું, 'વિજયા, યાદ આવે છે? મેં તારા વાળ ફિનિક્સમાં કાપી નાખ્યા હતા તે?'

'હા બાપુ, યાદ બહુ આવે છે!' વિજયા બહેને કહ્યું અને આખો પ્રસંગ જાણે તાજો જ બન્યો હોય તેમ સ્મૃતિમાં ઊઠી આવ્યો :

એ વખતે વિજયાબહેન બહુ નાનાં હતાં—બારેક વર્ષની ઉંમરનાં. બાપુજી સાથેજ દ. આફ્રિકામાં ફિનિક્સના ટૉલ્સ્ટૉય આશ્રમ-માં એ રહેતાં હતાં. એક સવારના અગિયાર વાગે બહારથી આવીને બાપુ કહે, 'વિજયા, મારૂં કહ્યું કરીશ?'

'હા, હા, જરૂર કહો!'

'જરૂર કરીશ ને?'

'હા, કરીશ!'

'જો...ના નહિ પાડતી હો!'

'ના નહિ પાડું, બાપુ!'

ને બાપુએ આસ્તે મૂળ વાત કરી કે, 'વાળ શા માટે હોવા જોઇએ, તેને કાપી નાખવા જોઇએ' વગેરે. હવે? પહેલાં 'હા' પાડી પછી 'ના' તો કેમ પડાય? માનેલું જુદું ને નીકળ્યું જુદું. વિજયાબેન તો ઓરડામાં જઇને રડવા લાગ્યાં. થોડી વારે જાતે જ જઇને કહ્યું :

'બાપુજી, મારા વાળ કાપી નાખો, પણ તે પહેલાં પ્રભાના કાપજો હો!'

મોટા ચોટલાવાળી પ્રભા એ ટૉલ્સ્ટૉય-ફાર્મની વિદ્યાર્થિની હતી. બાપુએ જાતે બંનેના વાળ કાપ્યા અને પછી એમને રાજી કરવા ભરતકામનાં સોયદોરો લાવી આપ્યાં.

એ વખતની બીજી વિદ્યાર્થિની બહેનોએ પણ બાપુ પાસેથી સંતરાં લઇ બદલામાં હોંશે હોંશે વાળ કપાવ્યા હતા.

વિજયાબેનને જોઈને તો બાપુ હસી પડતા. 'જોયું, આ જોગમાયા પધાર્યાં!'



**બા**પુજીના ઐતિહાસિક ઉપવાસ વખતે બાની સ્થિતિ માનસિક રીતે કલ્પનાતીત હતી. બાનું આંતરમનોમંથન ચોવીસ કલાક સુધી બાપુના સહવાસમાં ચાલુ હતું.

ઉપવાસની શરૂઆત બાપુજીએ આગાખાન-મહેલમાંના એક વૃક્ષ નીચે બેસીને પ્રાર્થના કરીને કરી હતી. એ વખતે બાપુની આસપાસ ગોળાકારે અંતેવાસીઓ બેઠાં હતાં. બાપુને વહાલું એવું 'વૈષ્ણવજન' નું ભજન ગવાયું હતું. બા પણ તેમની પડખોપડખ અઢેલીને જ બેઠાં હતાં. બીજી બાજુ સરોજિનીદેવી હતાં.

પ્રાર્થના પછી ભગવદ્ગીતાના અને ભાગવતના શ્લોકોનું ઉચ્ચારણ થયેલું.

ઉપવાસના દિવસે સવારના પ્રાર્થના-વિધિ પહેલાં બાપુજીએ જાતે જઈને સ્વ. મહાદેવભાઈની સમાધિ પર પુષ્પો ચડાવ્યાં હતાં. પણ આ બધા વચ્ચે, ઉપવાસના કટોકટીના સમય વચ્ચે પણ, એકવીસે એકવીસ દિવસ સુધી બાએ રોજ સવારે નાહીને તુળસી-પૂજા કરી હતી. બાને તુળસીપૂજા બહુ વહાલી હતી અને તેમાં સંકટસમયે તો એ પૂજાનું માહાત્મ્ય બહુ વધી જતું. તુળસીના નાનકડા છોડવાળું કુંડું બાએ બાપુજીના ઉપવાસ ખંડની સામે જ મુકાવ્યું હતું, જે અંતઘડી સુધી બાના મૃતદેહના દર્શનનું સાક્ષી બની રહ્યું હતું.

બાના મૃતદેહના સાક્ષીરૂપ બન્યા બીજા બે-'ૐ' અને 'શ્રીરામ'. બાપુજીના ઉપવાસ-ખંડની સામે ભીંત ઉપર સામાન્ય પૂઠામાં આલેખાયેલા એ બે અક્ષરો ચોડવામાં આવ્યા છે. બાપુ-

જીના ઉપવાસ વખતથી જ એ મૂકવામાં આવેલા. ઉપવાસ દરમિયાન રોજ બાપુજી અક્ષરોનાં દર્શન-મનન-રટણ કરતા હતા. બાનું પણ એજ ઉપવાસ-ખંડમાં અવસાન થયેલું, અને તે પણ પેલા બંને બ્રહ્માક્ષરોની સામે જ. બાપુ જેટલા જ બાને પણ એ બ્રહ્માક્ષરો વહાલા બન્યા હતા. મરતાં સુધી રટણ પણ એજ રહ્યું: 'હે રામ! હે રામ!'



બાના અવસાન પહેલાં છેલ્લા દિવસોમાં આગળની સરખામણીમાં તેઓ વધુ દેદીપ્યમાન અને આત્મસૌંદર્યનાં દર્શકરૂપ બન્યાં હતાં. બુઝાતા દીપકના ઝબકારાની જેમ બાની આત્મજ્યોત અવારનવાર ઝબકારા મારી જતી હતી.

જાન્યુઆરીની અધવચમાં ગાંધી-કુટુંબનાં કેટલાંક જુવાન ભાઇબહેનોને બા-બાપુજીને મળવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલો. એ વખતે બાની તબિયત લથડી હતી. બા સૂઇ જ રહેતાં હતાં.

આવનારને જોતાંવેંત બાપુજી પ્રથમ તો પૂછવા લાગ્યા-અને તે અતિ ઝીણવટથી કે, 'કઇ ટ્રેનમાં આવ્યાં? ક્યાં ઊતર્યાં છો? શું ખાધું? જમીને આવ્યાં છો કે નહિ? સાથે ખાવાનું લાવ્યાં કે બહારનું જમ્યાં? વાહનની સગવડ ક્યાંથી મળી હતી? કશી તકલીફ પડી હતી કે કેમ?' વગેરે. આવું બધું બાહ્યાંતર જીવનનું એટલું બધું વિગતથી અને ઝીણવટથી પૂછવા માંડયું કે પછી બાપુજીને વાત કરવાનું કાંઇ જ બાકી ન રહ્યું. ને આવું તો એ બધાં જ આગંતુકોને પૂછતા હોય છે. બાએ પણ થોડું હસી બધાંના કુશળ-સમાચાર પૂછી લીધા. પછી કહ્યું, 'બહાર તો બધું જ મોંઘું મળતું હશે. અરે! આટલી બધી મોંઘવારીમાં લોકોનું શું થતું હશે? હજુયે કોણ જાણે શુંયે થશે દુનિયાનું......!'

પછી આગંતુકોએ ભજનો ને ગીતો ગાયાં. બા–બાપુજીએ બહુ જ ધ્યાનપૂર્વક એ સાંભળ્યાં. એમાં બાને બંગાળના ભૂખમરાનું દુઃખ વર્ણન કરતું ગીત ખૂબ ગમેલું, જેની એ લીટીઓ આવી છે:

કે છગનો છોરો,
એની અમથી વહુ જાણે
ફૂલનો મારો......

પછી એ ગીતમાં ભૂખમરાનું દર્દમય વર્ણન આવે છે.



આવા વાર્તાલાપ વખતે બધાં અંતેવાસીઓ પોતપોતાના ઓરડામાંથી બાપુજીના ઓરડામાં ભેગાં થઇ જતા હોય છે. અને આખા પ્રસંગ દરમિયાન એક વખત તો બાપુજી ટીખળ કરીને બધાને હસાવ્યા વિના રહી શકતા નથી. મળવા ગયા ત્યારે બપોરના આશરે ત્રણેક વાગે બાપુજી નીચે પથારીમાં સૂતા હતા. તેમને ઓશીકે 'શેકસપિયર' અંગેનું કોઇ પુસ્તક પડેલું. આગંતુકોને જોતાં બાપુએ ધીમેથી ચોપડી કાઢી બતાવી કહ્યું, 'માથા નીચે રાખીને સૂતો છું, એમાંનું બધું જ્ઞાન મારા મગજમાં ભરાય એટલે!'

અને સાંભળીને બધાં જ હસી પડ્યાં. ભજન અને ગીતો ગવાયાં પછી સાથેનાં વિદ્યાર્થિની બહેને 'ઉષા' અને 'સોનપરી' નાં નૃત્યો વાજિંત્રની સાથે કરી બતાવ્યાં. બા પથારીવશ જેવાં છતાં બેઠાં થઈ તાળીઓ દઇ તાલ આપતાં હતાં, 'ઉષાનું નૃત્ય' આશાવરી અને એક બીજા શાસ્ત્રીય રાગમાં હતું આભમાંથી ઉષા આવી પૃથ્વીના લોકોને જાગૃત કરે છે, ઢંઢોળે છે, તે જાતના મુગ્ધ ને નિર્દોષ ભાવ હતા.

બધું કલાક દરમિયાન પતી ગયા પછી બાપુજી કહે, 'બા આમાં શુંયે સમજતી હશે તે તો ખબર નથી, પણ એને આવું બધું બહુ ગમે છે!'

અને બધાં ઉપડયાં ત્યારે બા–બાપુજીએ આશિષ આપતાં કહ્યું, 'ફરીથી આવજો, બહુ આનંદ થયો!'



બાના અવસાન પહેલાં ચારેક દિવસે બાને જુવાન કુટુંબીઓ તરફથી ભજનો સંભળાવવા જવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલો. એ વખતે બા–બાપુનો ઓરડો કોઇક જુદું વાતાવરણ ઊભું કરી રહ્યો હતો. બા ખાટલા ઉપર નાનકડી ઘોડીને અઢેલીને માથું બે હાથ વચ્ચે નાખી દઇ સૂઇ રહ્યાં હતાં. મૂત્રાશયનું દર્દ પીડા કરી રહ્યું હતું. એમણે આગલી રાત વ્યથામાં ગાળી હતી અને ખાટલાની બીજી બાજુ નીચે બાપુની પથારી હતી. બાપુ માટીનો પાટો બાંધી આરામ કરતાં લાહોરના જાણીતા કોઇક વૈદરાજ સાથે બાના દર્દની વાતો કરી રહ્યા હતા. વૈદરાજને એવું કહેતા સાંભળેલા: 'બાપુ! હું તો મારા પૂરા પ્રયત્નો કરી ચૂકયો છું હું બધુંજ અજમાવી ચૂકયો છું...'

મુલાકાતીઓની સાથે છ–એક વર્ષનો એક નાનો બાબો હતો. તે પડસાળમાંથી સારા જોઇને પથરા લઇને રમતો રમતો બાપુ પાસે ગયો ને બાપુને એ આપવા માંડયો.

બાપુ કહે, 'રૂપિયા લાવ્યો, બેટા!'

'ના બાપુજી! પથરા!'

'પાકો વાણિયો લાગે છે!' બાપુજીએ કહ્યું ને બધાં ખટખડાટ હસી પડ્યાં.

બાની તબિયતને કારણે ભજનો–ગીતો સાંભળવાનું બહુ

મન ન હતું, છતાં બાપુજીએ બાને પૂછ્યું. બાએ સંભળાવવા કહ્યું ને માથું ઊંચકી સાંભળવા માંડ્યું :

**પ્રભુને સ્મરાવે દુઃખો,**
**એવું જાણી દુઃખો મળતાં,**
**તો પ્રભુ દિલમાં ન વસિયા રે.**
**એવા પ્રભુ બતાવો કોઇ રસિયા—**

એક પછી એક પ્રભુનું નામ–સ્મરણ કરતાં ગીતો વહેવા લાગ્યાં તેમ બા વેદનાભરી પીડા છતાં ઉન્નતમુખે સાંભળવા માંડ્યાં:

**'ચીની લેના આમારેકી**
**દીપ હારાય કોને આમી છીલેન**
**અન્ય મોને...'**

**ભાવાર્થ** : દીવો બુઝાઇ ગયો છે, ને હું તો બીજા વિચારમાં રોકાઇ રહ્યો છું.

ભજન–ગીતો પૂરાં થતાં ડૉ. ગિલ્ડર બા સામે જોઇને કહે: 'બા, છગનછોરો બહુ યાદ આવે છે !'

બા મજાકમાં કહે, 'હા, તમને તો એવું જ યાદ રહેવાનું !'

પીડા છતાં બા આટલો બધો આનંદ લઇ શકતાં હતાં તે તો એ વખતે જ જાણ્યું, અને બા ખૂબ હસ્યાં ત્યારે પેલા લાહોરના વૈદ્યરાજ કહે: 'બહોત દિનકે બાદ મુસ્કરાઇ !—બા આજ ઘણા દિવસે આટલાં હસ્યાં છે !' જો કે આ વખતે બાના મુખ ઉપરની છાયા મૃત્યુના આભાસથી વધુ પ્રકાશમાન બની હતી. મુખ નાનું દેખાતું હતું. આંખો સોનાવરણી પીળી અને આત્મજ્ઞાનીની જેવી ઊંડી ગયેલી દેખાતી હતી.

બા–બાપુજીથી છૂટાં પડતાં આશીર્વાદ મળ્યા તેમાં બાના તો છેલ્લા નીવડ્યા.

હવે ફરીથી બાનાં દર્શન થનાર નથી.

**મા**નવતા, હિંમત અને પવિત્રતાના પ્રતિક રૂપ કસ્તુરબાનું જીવન પ્રભાવશાળી અને ગૌરવભર્યું હતું.

આપભોગોની ઉજ્જ્વળતા, અકુથ્ય ધૈર્ય, અપ્રતિમ સમજ-શક્તિ, અપૂર્વ ત્યાગ અને વસુધૈવ કુટુંબકમની ભવ્ય ભાવનાથી નીતરતું એમનું જીવન હતું અને એથી જ એ અનેકનાં આઈ અને જગતના જગદંબા બની શકયા છે.

બા સતી હતા, સાધ્વી હતા, આદર્શ પત્ની હતા; અને એમણે જ પાશ્ચાત્ય સંસ્કારોના આક્રમણકાળે આપણા સ્ત્રી સમાજને આર્ય નારીત્વનો આદર્શ પૂરો પાડયો છે.

કસ્તુરબા સજીવ ત્યાગ મૂર્તિ હતા. પોતાના પ્રત્યેક શ્વાસો ચ્છવાસ, આચાર–વિચાર, સંબંધ અને સર્વસ્વની સ્વેચ્છાપૂર્વક તેમણે ગાંધીજીના–એ આશ્રમના અવધૂત યોગીના જીવન યજ્ઞમાં આહુતિ આપી છે. મૃત્યુનો જો કોઈ સાચોસાચ અર્થ હોય તો કસ્તુરબા પોતાના તેર વર્ષની વયે જ મૃત્યુ પામીને અમર થયા છે. જગતના ઇતિહાસમાં આવા પ્રકારના શૈશવ અવસ્થામાં જ

પોતાનું મરણ થવાનું સૌભાગ્ય આજસુધી અન્ય કોઈ સ્ત્રીને સંપાદન થયું નથી.

બા આદર્શ ગૃહિણી હતા. ટોલ્સ્ટોય, ફિનિકસ, સાબરમતી કે સેગાંવના આશ્રમમાં એ ગૃહિણી પદ સંભાળવા અને શોભાવવા માટે જે ત્યાગ અને સેવા પરાયણતા, અથાગ પરિશ્રમ અને પાર વિનાની સહનશીલતા અને એ બધાંયમાં તરી આવતી કુશળતા બાની હરેક નાની મોટી પ્રવૃત્તિમાં દ્રષ્ટિએ પડતી હતી.

ગાંધીજીએ પોતાના ઘરને એક આશ્રમ સરખું જ બનાવી મૂકયું હતું. અનેક કોમના મિત્રોના બાળકો, બાલીકાઓને ગાંધીજીએ સત્ય સેવા અને સહિષ્ણુતાના સાચા પાઠ શીખવવા પોતાને ત્યાં સંઘર્યા હતા. બા એ બાળકોના માતા બન્યા હતા. કોઇ સાજુ માંદુ થાય તો બા ભારે પ્રેમ પૂર્વક સારવાર કરતા હતા. એ સિવાય અનેક મિત્રોની અવર જવરથી પણ ગાંધીજીનું ઘર સદાય ભર્યું રહેતું હતું. એ બધોય બોજો ઉપાડવામાં અને મિત્રોની સુશ્રુષા કરવામાં બા આનંદ માનતા હતા.

અને આશ્રમવાસીઓનાં તો એ જનેતા જ બની ગયા હતા. પોતાના પતિ અને બાળકો ઉપરાંત કોડી બંધ બીજા આશ્રમવાસીઓને રાંધી જમાડવાનું કાર્ય બા પોતેજ કરતા હતા; અને માતા જેટલાંજ પ્રેમ અને આનંદથી સર્વને ભોજન કરાવતા હતા. જ્યારે જુઓ ત્યારે બા આશ્રમમાં કામ કરતા હોય, રસોડામાં રસોઈ કરતા હોય કે ગાંધીજી માટે ખાવાનું તૈયાર કરતા હોય કે કોઇ માંદાની માવજત કરતા હોય.

વારંવાર ન્યુમોનીયાના અને ઉધરસના હુમલા થતા હોવા છતાંય તેમજ વૃધ્ધાવસ્થાથી શરીર જીર્ણ શીર્ણ થઇ જવા છતાંય બા પોતાથી બનતું બધુંય કામ જાતેજ કરતા હતા; કારણકે અનેક

મિત્રો, મહેમાનો, વિદ્યાર્થીઓ અને આશ્રમવાસીઓનો વાસ છતાંય સર્વ કાંઈ ચોખ્ખુ રાખવાની એમને અજબ ધગશ હતી. ગાંધીજી ઘણી યે વાર કહેતા કે "બીજાઓ એ કામ કરી નાખશે. તું શા માટે નથી થતું તો ય કરે છે?" પણ બા તો પોતાથી બનતું બધું ય કરવામાં આનંદ માનતા હતા.

દરેક જણ બા પાસેથી સાંત્વન અને સહાનુભૂતિ મેળવી શકતું. આશ્રમમાં આવનારૂં હરકોઇ બાની શીળી છાંય હેઠળ શાંતિ મેળવી વસતું હતું.

ગાંધીજીનું જીવન જાહેર થઈ ગયું અને સેવા એમનો મુખ્ય વ્યવસાય થઇ પડયો અને બા એમના જીવનને અનુસરવા લાગ્યા હતા. ગાંધીજીના સેવા કાર્યમાં એ પોતાનો સંપૂર્ણ સાથ દેવા લાગ્યા. ગાંધીજીના ભારે ત્યાગ પાછળ બાને તણાવું પડયું છે પણ એમણે તે માટે પોતાને કદી દુઃખી માન્યા નથી. ક્ષણ પછી તો એ બધું ય એમને સુખદ જ લાગ્યું છે. આર્ય નારીના પરંપરાગત સંસ્કારો અપનાવીને, પતિનું પાસું સેવીને, પતિના જીવનને છાયારૂપે અનુસરીને અને પોતાના વ્યક્તિત્વને પતિના વ્યક્તિત્વમાં જ સમાવી દઇને બા ઝળહળ્યમાન જીવન જીવી ગયા છે.

કસ્તુરબાનું સ્થાન હિન્દના સ્ત્રીજીવનમાં અનોખું છે. ગાંધીજીએ સેવેલી જીવન વિષેની ઉચ્ચ ભાવનાઓ તથા હિન્દની ગરીબાઇ તથા પરાધીનતાને ફીટાડવા માટે લીધેલા ભેખ અને આદરેલા જીવનના અનેક તપને બાએ પોતાના કરી લીધા હતા. ગાંધીજી સાથેના જીવનમાં સુખદુઃખ અનુભવી યાતના વેઠી અને ગાંધીજીના જીવન કાર્યમાં ઓતપ્રોત બનવામાં બાએ પોતાના જીવનની સાર્થકતા માની હતી.

બા અભણ હતા એમ કહેવું એ સત્યની નરી વિડંબણા છે. બા ઝાઝું ભણેલા નહોતા તો પણ સદાય પ્રયત્ન શીલ રહીને જ્યાં સુધી શરીરમાં જોમ હતું ત્યાંસુધી રોજ ગાંધીજી પાસે શીખવા બેસતા, છાપા વાંચતા અને પોતાની સમજ શકિત પ્રમાણે ગાંધીજી સાથે ચર્ચા પણ કરતા હતા. પતિની આજ્ઞાઓને શિરો માન્ય ગણીને તેને સમજવાનો બા પ્રયાસ કરતા હતા. ગાંધીજીના હરિજનો સાથેના ભોજન વ્યવહારની વાત બાને શરૂઆતમાં ગળે ન ઉતરી પણ પાછળથી જીવનમાં ઉતારીને હરિજન સેવામાં ઓતપ્રોત બની ગયા હતા. સેવાનો સન્માર્ગ એમણે સ્વીકાર્યો હતો.

સ્ત્રી શકિતના બા જીવંત પ્રતિમા હતા. સ્ત્રી જાતિના હક્ક અને સ્ત્રી સ્વાતંત્ર્ય માટેની લડતના પણ એ સાચા લડવૈયા હતા. હિન્દુસ્તાનમાં તેમજ આફ્રિકામાં વસતા હિન્દીઓના ખૂંચવાઇ જતાં હકકો માટે અને હિન્દી સ્ત્રીઓના લગ્ન ગેરકાયદેસર ઠરાવવાના સરકારે લીધેલા અયોગ્ય પગલા સામે ઉગ્ર રોષ વ્યકત કરવામાં બા અગ્રજ રહ્યા હતા અને એ માટે કારાવાસ વેઠવામાં પણ પાછા હઠયા ન હતા.

ગૃહ જીવન અને કુટુંબ જીવનની બધીયે જવાબદારીઓ સંભાળવા છતાં અને પતિભકિત અને પતિસેવામાં અહોરાત ખડેપગે તત્પર રહેતા છતાં બાએ માનવસેવા અને વીરતાના એક પણ પ્રસંગને જતો કર્યો નથી. ક્ષત્રિય જાતિની વીરાંગના પ્રમાણે પોતાના પતિને દેશના અહિંસક યુધ્ધમાં કેવળ પુષ્પહાર પહેરાવીને હસતે વદને વિદાય કરવામાં સંતોષ માનીને બેસી ન રહેતા બાએ તો પતિના એ યુધ્ધપગલાની પાછળ પાછળ પ્રસન્નતાપૂર્વક પ્રયાણ કર્યું છે.

સત્યાગ્રહના સમરાંગણના બા વીરાંગના હતા, દેશની આઝાદીની જયારે જયારે હાકલ પડી ત્યારે બા રણચંડીની જેમ અડીખમ ઉભા રહ્યા હતા અને એકનિષ્ટા અને એકભકિતથી પતિના પગલે પગલે ચાલીને નિર્ભય, નિડર અને સત્યનિષ્ઠ બનવાનો આદર્શ મૂર્તિમંત કર્યો હતો.

રાજકોટના પ્રધાનના પ્રાસાદથી માંડીને દક્ષિણ આફ્રીકાના જેલખાના બાને સુખાવહ બન્યા હતા. વાયવ્ય સરહદ પ્રાંતની ઠંડી હવા જેટલુંજ લંડનનું વાતાવરણ એમને ઠંડુ લાગ્યું હતું. ધરાસણા કે દાંડીમાં લાઠી હુમલામાં જખ્મી તરૂણોની સેવા–સુશ્રષા કરવામાં જેટલો આનંદ થયો હતો તેટલોજ આનંદ બોઅર યુધ્ધમાં ગાંધીજીની સાથે જખ્મી ડચ અને બ્રિટીશ સૈનિકોની સેવા–સુશ્રુષા કરવામાં એમણે અનુભવ્યો હતો. કુરૂક્ષેત્રપર જખ્મી થયેલા સૈનિકોની કુંતા માતા, દ્રૌપદી અને ગાંધારીએ સેવા કરી એવા જ ઉત્સાહ અને આનંદથી સ્વાતંત્ર્ય સંગ્રામમાં જખ્મી થયેલા સૈનિકોની બાએ સેવા કરી. સાબરમતીના સરિતા કાંઠાપરની ઝુંપડી કે સેગાંવની ધૂળ માટીની કોટડી બાને એક સરખીજ હતી કારણ કે પોતાના પતિના ચરણને જ બાએ સાચુ સ્વર્ગ-ધામ ગણ્યું હતું.

ગાંધીજીને જોઈતી સર્વ સહાય કસ્તુરબાએ હસતે મોઢે આપી છે. સત્યાગ્રહના શરૂઆતના દહાડાઓમાં યુવાનોના જેટલાં જ ઉત્સાહથી એમણે કારાવાસના કહેણ સ્વીકાર્યા હતા. એ ગાંધી-જીનું કર્તવ્ય હોવાથી પોતાનું જ કર્તવ્ય છે એમ એ અંતઃકરણ પૂર્વક માનતા હતા.

જયારે જયારે ગાંધીજી ઉપવાસો આદરતા હતા ત્યારે ત્યારે બાના માનસની પરિસ્થિતિની કલ્પના કરવી મુશ્કેલ છે. ગમે તેમ

તોય બા એક સ્ત્રી હતા અને એમનું સારૂં યે જીવન ગાંધીજીમાં કેન્દ્રીત થયેલું હતું. આમ છતાં ય ફરિયાદનો એક પણ હરફ ઉચ્ચાર્યા વિના બાએ પોતાનું ભાવી ગાંધીજીના હાથમાં સોંપી દીધું હતું. ઉદ્વિગ્નતા અને ચિંતાથી પોતાનું હૃદય ભાંગીને ભૂકો થઇ રહેતું તોય એમણે ગાંધીજીને કદીયે ઠપકો આપ્યો નથી. એમની વૃધ્ધ અને અશકત ઉંમર એમને સત્યાગ્રહમાં ઝુકાવવાને કદી યે આડી આવી નથી. શારીરિક બાંધો નબળો હોવા છતાં ય બાની ધીરજ પ્રબળ હતી. આત્મબળ તેજ હતું; અને તેથી જ પોતાની માનસિક ચિંતાને જરા પણ મોઢા પર લાવ્યા સિવાય એ ઉન્નત શિરે રહી શકયા હતા,

સાઠ સાઠ વર્ષનું પરિણિત જીવન કસ્તુરબાએ આત્મોન્નતિમાં ગાળ્યું છે. આત્માની મોહક્તાવાળા એ સાવ ભોળા અને ભદ્રીક હતા. બાહ્યાડંબર તો એમણે આજન્મ જાણ્યો જ નથી. હિમાલયના કોઇ યોગીની જેમ એ પ્રસિદ્ધિના પૂરથી હંમેશાં દૂરજ રહ્યાં હતા. સામાન્ય લેખન-વાંચન સિવાયનું ભણતર ન હોવા છતાં ય એમના અંતરના પટ ખોલેલા હતા. બાહ્ય જગતમાં તેમજ પોતાના પતિની આસપાસ બની રહેલાં બનાવો બા સર્વાંગે સમજતા હતા.

એ આલમના અજબ અવધૂતની ધીખતી ધૂણીની, અનાસકિતયોગના એ પરમ આરાધકની યજ્ઞની આહૂતિ બનીને કસ્તુરબા દક્ષ-પુત્રી પાર્વતી અને જનકદુલારી સીતા બન્યા છે. એ અમર કાવ્યમાં આપણા કવિ સમ્રાટ ન્હાનાલાલે યથાર્થ કહ્યું છે:—

"કસ્તૂરી શી મ્હેકતી તે તપસ્વિની !
સાધુવરની સાધ્વી નાર,

પત્નીઓમાં પરમ પત્ની,
જગતની એ તો આદર્શ ગુજરાતણુ:
પ્રા ણુ ના થ ની પ્રતિકૃતિ,
પ્રિયતમની પરમ શોભા,
જીવનના જીવિતેશ્વરનો
ઓળો આભા તેજમંડળ.
તપોવનની એ તો તાપસી
નિર્ભય, નિડર, નિ:સંશય.
સુખદુ:ખની તડકી છાંયડીમાં,
જીવન વિવિધતાના વન ઉપવનમાં,
દેશ પરદેશના રણુપગથારમાં
પ્રાણુની કાયા સરીખડી,
દેહની છાયા સમોવડી,
સદા સંગાથે પરવરે છે એ કુલકલ્યાણિની.
સ્પાર્ટા કે ચિતોડની કો
ક્ષત્રિયાણીનો જાણે અવતાર.
એ તો પરણેલી બ્રહ્મચારિણી,
એ તો સંસારિણી મહાયોગિની.
ગુજરાતની એ તો ગુણિયલ:
ગુજરાતણુની એ તો ગુણમૂર્તિ.
આશ્રમની એ માતુશ્રી,
નગરની એ જોગણ,
પ્રજાસંઘની એ પ્રેરણા,
જગતની સત્પત્નીઓનું ભુષણુ,
અમારી એ તો અનુપમ ગુજરાતણુ
ભગવતી કસ્તુરબાઈ ગાંધી.



[ઉપરના હસ્તાક્ષરો બાના પોતાના છે. એ ઊકલે તેવા છે, છતાં એને સ્પષ્ટ રીતે નીચે ઉતારીએ છીએ.]

તા. ૧૪–૬–૪૩

**ચિ. વિજયા,**

ડૉ. ગયાના ખબર સાંભળી ઘણી ચિંતા થતી હતી. બહુ મંદવાડ ભોગવ્યો. મને તો કંઈ લખવું સૂઝતું નો'તું. છેલ્લે તો કેન્સર થયું. એ રોગ તો બહુ ખરાબ. હું તો માનું છું કે એને ઈશ્વરે બહુ ન પિલાવ્યા તે સારું થયું. દુઃખ તો થાય પણ આપણો ઉપાય નહિ ત્યાં શું થાય? બહેન, ધીરજ રાખજે. હવે તારે છોકરાઓના દેખતાં રડવું નહિ, કારણ છોકરાઓને બીક અને ડર પેસી જશે તો તારે વધારે ઉપાધિ થશે. હવે છોકરાઓની સાચી તું જ મા અને તું જ બાપ છે. બાકી તો ત્યાં ફૈબા છે, મા કે' તો પણ એજ. અને બહેન! જો છોકરાઓની સંભાળ રાખીશ તો કાલે સવારે ભગવાન સારું કરી દેશે. બાકી જો રડયા કરીશ તો એના આત્માને શાંતિ નહિ રહે અને ધીરજ રાખીશ તો શાંતિ રહેશે.

દુર્ગાબહેનને જોને કેટલું દુઃખ થયુ? છતાં એ છોકરાઓના દેખતાં કદી રડતાં નથી. જમનાલાલજી ગયા તો જાનકીબેનને કેટલું દુઃખ થયું? એ બધું તો તું જાણતી જ હશે. બાકી તો તારે રામાયણ ભાગવત દરરોજ એક કલાક બધું છોડીને તારાથી વંચાય તો તારે વાંચવું, નહિ તો ધીરૂ વાંચે. પણ હમેશાં વાંચવાનું રાખજે, અને બહેન, ખૂબ ધીરજ રાખી, છોકરાઓ ઉપર ખૂબ જ પ્રેમ રાખી, પડખામાં લઈ અને બેસજે. છોકરાઓ, છોકરીઓ, ફૈબા, ચિ. રાધા બધાંને મારા આશિર્વાદ કહેજે. બસ, બાપુજી તો કોઈને કાગળ જ નથી લખતા. બાપુજીના આશીર્વાદ. તારી તબિયત સાચવજે. જે યાદ કરે તેને મારા આશીર્વાદ. આણંદલાલ તો દૂર રહ્યા એટલે ફૈબા છે તો તેને ખૂબ જ ધીરજ આપશે જ. હવે તો ઈશ્વરનું નામ સાચું.

ચિ. મનુ, પ્યારેલાલ, સુશીલા, મીરાં બધાં મજામાં છે.

લી. મારા તથા બાપુજીના આશીર્વાદ.

